હજરતે (સલ) ફરમાવ્યું છે
"ખોદા જેના વિષે ભલાઈ ધારે છે તેને દીનમાં સમજ આપે છે."

# બેહેશ્તી ઝેવર

અથવા

# સ્વર્ગનું ઘરેણું

ભાગ ૫ મો

મુળ ઉર્દુ઼થી ભાષાંતર કરાવી છપાવી પ્રસિદ્ધ કર્ત્તા
ગુલામ મોહમ્મદ બી૦ હાજી હાફેજ સાદેક.
મુ૦ રાંદેર જીલ્લા સૂરત.

રમજાન સને ૧૩૨૬ હિજરી
પહેલી આવૃત્તિ પ્રત ૧૫૦૦



ધી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસ ભાગાતળાવ—સુરત.

કીંમત ૦—૫—૦

# પ્રસ્તાવના.



## મોટો મેહેરબાન રહેમ કરતા અલ્લાહના નામથી

સૌ તારીફ ખોદા પાકને વાસ્તે છે કે જેણે પોતાની ઉતારેલી કિતાબે પાકમાં ફરમાવ્યું કે "એ ઈમાન લાવેલા લોકો ! તમે પોતે તમારી જાતને અને તમારા કુટુંબ કબીલાને (જહન્નમની) આગથી બચાવો, કે જે આગનું બલતણ માણસો અને પથરા (બુતો) છે" અને દરૂદ અને સલામ અલ્લાહ પાકના રસૂલ મોહંમદ (સલ) પર થાઓ કે જેવણ નબીયોમાંથી (સૌથી મોટો દરજ્જો હાંસેલ કરવા સારૂ) ચુંટી કઢાયલા છે. અને તેમજ દરૂદ અને સલામ આપ (સલ)-ની આલ અને સહાબીઓ પર થાઓ કે જેઓ (સૌ લોકોને દીન અને દુન્યાની) અદબની વાતો શિખવનારા છે, અને તેઓ પોતે આપ (સલ) ના શિખાડેલા અદબ મૂજબ ચાલનારા છે.

એ પછી ગુલામ મોહંમદ બીન હાજી હાફેઝ સાદેક કહે છે કે મારી કિતાબોના વાંચક સાહેબોની હવે ખાત્રી થઈ હશે કે બેહેસ્તી ઝેવર કેવી અમુલ્ય કિતાબ છે. કેમકે એના ત્રીજા અને ચોથા ભાગો જે પ્રગટ થઇ ગયા છે. તે તેવણ સાહેબોએ જરૂર વાંચ્યા હશે. અને હવે ખોદા પાકની મેહેરબાનીથી આ પાંચમો ભાગ પણ પ્રગટ થયો. આગલા બે ભાગો મુજબ એ ભાગનો પણ એક ભરોસેદાર માણસ પાસે તરજુમો કરાવ્યો છે કે જેનાં પુરૂફો વિગેરે પણ તેણેજ તપાસ્યા છે.

મઝકૂર પાંચમા ભાગમાં કેટલા વિષયોનો સમાવેશ થયો છે તેઓની લીસ્ટઃ—


| | |
|---|---|
| વેચવાનું અને ખરીદવાનું બયાન | પૃષ્ઠ ૧ |
| કીંમત જાણવાનું બયાન | ,, ૩ |
| વેચાણ ચીજ જાણવાનું બયાન | ,, ૫ |
| ઉધાર લેવાનું બયાન | ,, ૬ |
| ખેયાર શર્તનું બયાન | ,, ૭ |
| વગર જુએલી ચીજ ખરીદવાનું બયાન | ,, ૮ |
| ખરીદેલી વસ્તુમાં એબ નીકળવાનું બયાન | ,, ૯ |
| બાતેલ અને ફાસેદ બેઅનું બયાન | ,, ૧૧ |
| નફાથી અથવા ખરીદ ભાવે વેચવાનું બયાન | ,, ૧૪ |
| વ્યાજુ લેણદેણનું બયાન | ,, ૧૬ |
| તોલીને વેચાતી ચીજોનું બયાન | ,, ૨૦ |
| ભરીને અથવા ગણત્રીથી વેચાતી ચીજોનું બયાન | ,, ૨૩ |
| સલમ બેઅનું બયાન | ,, ૨૪ |
| કરજ લેવાનું બયાન | ,, ૨૬ |
| જામીન થવાનું બયાન | ,, ૨૭ |
| રજ બીજાને માથે નાંખવાનું બયાન | ,, ૨૮ |
| કીલ બનાવવાનું બયાન | ,, ૨૯ |
| લને છોડી દેવાનું બયાન | ,, ૩૧ |
| રમાં એકના પૈસા અને એકની મહેનત | ,, ૩૧ |
| અનામત રાખવી અને મુકવી | ,, ૩૩ |
| ઉછીની લીધેલી ચીજનું બયાન | ,, ૩૬ |
| હિબા (ભેટ) કરવાનું બયાન | ,, ૩૮ |
| બચ્ચાંઓને ઇનામ દેવાનું બયાન | ,, ૩૯ |
| દાનને પાછા લેવાનું બયાન | ,, ૪૧ |
| ભાડે લેવાનું બયાન | ,, ૪૨ |
| ફાસિદ ઇજારાનું બયાન | ,, |
| નુકશાની ભરી લેવાનું બયાન | ,, ૪૪ |
| ઇજારો તોડી નાંખવાનું બયાન | ,, ,, |
| વગર રજાએ કોઇની ચીજ લઇ લેવાનું બયાન | ,, ૪૫ |
| ભાગ્યા હોવાનું બયાન | ,, ૪૬ |
| રેલમાં લાકડાં પકડવાં (નોટ) | ,, ૪૮ |
| ભાગ વ્હેંચી લેવાનું બયાન | ,, ૪૮ |
| ગિરવી મુકવાનું બયાન | ,, ૪૯ |
| વસીયતનું બયાન | ,, ,, |
| મુડદાના માલમાંથી કયાં કયાં ખરચવું અને કયાં કયાં નહિ ખરચવું તેનું બયાન | ,, ૫૩ |
| કિતાબોની જાહેર ખબર | ,, ૫૪ |

# બેહેસ્તી ઝેવર ભાગ ૫



## બેહેસ્તી ઝેવર

### ખોદાના નામથી જે મોટો મેહેરબાન રહમકર્તા.

---

## વેચવાનું અને ખરીદવાનું બયાન.

૧ મસઅલો. જ્યારે એક માણુસે કહ્યું કે મેં આ ચીજને એટલા કીંમત પર વેચી નાંખી અને બીજાએ કહ્યું કે મેં ખરીદી લીધી તો તે ચીજ વેચાઇ ગઇ. અને જેણે ખરીદી છે તેજ તેનો માલિક બની ગયો. હવે જો તે માણુસ એમ ચાહે કે હું તે ચીજને નહિ વેચું પોતાની પાસેજ રહેવા દઉં; અથવા એમ ચાહે કે હું નહિ ખરીદું તો તેમાનું કંઇ બની શકશે નહિ. પહેલા માણુસને વેચવીજ પડશે, અને બીજાને ખરીદવીજ પડશે. અને આવી તરેહના વેચાણુને બૈઅ કહે છે.

૨ મસઅલો. એકે કહ્યું કે આ ચીજ મેં બે પૈસે તમને વેચી, બીજાએ કહ્યું કે મને મંજૂર છે, અથવા એમ

કહ્યું કે એટલી કીંમત પર હું રાજી છું, ઠીક છે મેં ખરીદી લીધી. તો એ સૌ વાતોથી તે ચીજ વેચાઇ ગઈ. હવે તે વેચનારને અખત્યાર નથી કે તેને નહિ વેચે, અને તેમજ ખરીદનારને પણ એવો અખત્યાર નથી કે તે ચીજને નહિ ખરીદે. પણ એ હુકમ તે વખત વાસ્તે છે કે જ્યારે બંને માણસોમાં એકજ ઠેકાણે વાતચીત થઇ હોય. એકે કહયું કે મેં આ ચીજ ચાર પૈસે તમને વેચી અને તે બીજું માણુસ ચાર પૈસાનું સાંભળીને બોલ્યું નહિ પણ ઉભું થઇ ગયું અથવા બીજા કોઈ સાથે સલાહ પૂછવા ચાલ્યું ગયું, અથવા કોઇ બીજા કામે ચાલ્યું ગયું અને જગ્યા બદલાઈ ગઈ. તે પછી તેણે કહયું કે ઠીક છે મેં તે ચીજ ખરીદી લીધી, તો હજી તે ચીજ વેચાઇ નથી. અલબત જો એ પછી તે વેચનાર જો એમ કહી દે કે મેં ચાર પૈસે તે ચીજ વેચી, અથવા એમ કહે કે સારૂં લઈ લો, ત્યારે અલબત વેચાઇ જશે. એવીજ રીતે જો તે વેચનાર ઉભું થઇ ગયું અથવા કોઇ કામે ચાલ્યું ગયું ત્યારે બીજાએ કહયું કે મેં લઇ લીધી. ત્યારે પણ તે ચીજ વેચાઇ નહિ. મતલબ એ કે જ્યારે એકજ જગ્યાએ બંને માણસોની વાતચીત થશે ત્યારેજ તે ચીજ વેચાશે.

૩ મસઅલો. કોઇએ કહ્યું કે આ ચીજ એક પૈસે વેચી નાંખો વેચનારે કહયું મેં વેચી. તો આ વેચાણ (બૈઅ) માતબર નથી. પણ એ પછી જો ખરીદનારે ફરી કહી દીધું કે મેં ખરીદી લીધી તો તે ચીજ વેચાઇ ગઇ.

૪ મસઅલો. કોઇએ કહયું કે એ ચીજ એક પૈસે મેં લીધી, અને વેચનારે કહયું કે એ લઇલો તો બૈઅ થઇ ગઇ.

૫ મસઅલો. કોઇએ કોઇ ચીજની કીંમત ઠેરવીને તેટલા પૈસા તેના હાથમાં મુકી દીધા, અને તે ચીજ ઉઠાવી લીધી. અને વેચનારે ખુશીથી તે કીંમત લઈ લીધી. પછી વેચનારે મોઢેથી કહ્યું પણ નહિ કે આટલી કીંમતે મેં આ ચીજ વેચી; અને નહિ લેનારે કહ્યું કે મેં ખરીદી. તો એવું લેણદેણુ થવાથી પણ તે ચીજ વેચાઇ જાય છે. અને બૈઅ દુરસ્ત થઇ જાય છે.

૬ મસઅલો. કોઇ માણુસ જમરૂખ વેચવા આવ્યું અને તેને પૂછયા વગર ચાર જમરૂખ તેના ટોકરામાંથી ઊઠાવી લીધા અને એક પૈસો તેના હાથમાં મુકી દીધો. અને તેણે ખુશીથી પૈસો લઇ લીધો તો બૈઅ થઇ ગઈ. પછી મોઢેથી બંનેમાંથી કોઈએ કંઇ કહ્યું હોય અથવા નહિ કહ્યું હોય.

૭ મસઅલો. કોઈએ (કાચના) મોતીઓની એક લટને વાસ્તે કહયું કે આ લટ મેં દસ પૈસે તમને વેચી. તે સાંભળી ખરીદનારે કહયું કે [ જો તે લટ દસ મોતીઓની હોય તો ] એમાંથી પાંચ મોતી મેં લઇ લીધા અથવા એમ કહયું કે અર્ધા મોતી મેં ખરીદી લીધા ત્યારે જ્યાં સુધી વેચનાર તે વાતપર રાજી નહિ થશે ત્યાં સુધી બૈઅ થશે નહિ. કેમકે પેલાએ તો આખી લટની કીંમત કહી છે. ત્યારે જ્યાં સુધી વેચનાર રાજી નહિ થાય ત્યાં સુધી ખરીદનારને એ અખત્યાર નથી કે તેમાંથી કંઈ લીએ.

૮ મસઅલો. કોઈની પાંસે ચાર ઘરેણા છે બાલીઓ, પાંતડાં, ઝુમકા અને એરીન. તેણે કહ્યું કે એ સૌને મેં ચાર આને વેચ્યા. ત્યારે જ્યાં સુધી તે રાજી

નહિ હોય ત્યાં સુધી તેમાંથી કેટલીક ચીજો લેવી અને બાકીની નહિ લેવીં એ વાતનો ખરીદનારને અખત્યાર નથી. કેમકે વેચનાર તો તે સૌને એક સાથે વેચવા માંગે છે. અલબત જો દરેક ચીજની કીંમત જુદી જુદી બતલાવે તો તે ચીજોમાંથી એકાદ વસ્તુ પણ ખરીદી શકે છે.

૯ મસઅલો. વેચાણ અને ખરીદીમાં એ વાત પણ જરૂરની છે કે જે ચીજ ખરીદે તેને વાસ્તે ચોખ્ખી વાત કરીલે. એવી ગોળગોળ વાત રાખે નહિ જેથી ઝગડો પછીથી પેદા થાય. તેમજ કીંમત પણ ખુલ્લી રીતે ઠેરવવી જોઈએ. જો એ બંનેમાંથી એક ચીજ વાસ્તે પણ પૂરી ખબર ન હોય અથવા ફેસલો નહિ થઇ ગયો હોય તો બૈઅ જાયઝ થશે નહિ.

૧૦ મસઅલો. કોઈએ એક રૂપીયાની અથવા એક પૈસાની કોઈ ચીજ ખરીદી. હુવે વેચનાર કહેછે કે પેહલાં તમે રૂપીયો દીઓ ત્યારે હું તે ચીજ તમને દઉં. અને ખરીદનાર કહેછે કે પેહલાં તેચીજ મને દે ત્યાર પછી હું રૂપીઓ દઇશ. ત્યારે પેહલાં એની પાસેથી તેને કીંમત અપાવવામાં આવશે. જ્યારે લેનાર કીંમત તેને દેશે ત્યારે વેચનાર પાસેથી તે ચીજ તેને અપાવવામાં આવશે. જ્યાં સુધી કીંમત તેને મળી નહિ જાય ત્યાંસુધી વેચનારને તે ચીજને નહિ દેવાનો અખત્યાર છે. અને જો બંને તરફ સરખી ચીજ છે એટલે બંને તરફવાળાઓને કીંમત દેવાની છે, અથવા સોદો દેવાનો છે; જેમકે રૂપીઓ તોડાવીને તેના પૈસા લેવાના હોય અથવા લુગડાના બદલામાં લુગડું લેવાનું હોય. અને બંનેમાં મચફૂર ઝગડો આવી પડે તો બેઉને કેહવામાં આવશે કે તમે તેના હાથપર અને તે તમારા હાથપર એક બીજાની ચીજો મુકો.

## કીંમત જાણવાનું બયાન.

૧ મસઅલો. કોઇએ મૂઠી બંધ કરીને કહયું કે જેટલા પૈસા મારા હાથમાં છે તેટલે પૈસે ફલાણી ચીજ વેચી નાંખો. અને ખબર નથી કે હાથમાં શું છે. રૂપીઓ છે કે પૈસો છે કે ગેણી છે. અને એક છે કે બે. ત્યારે એવી બૈઅ દુરસ્ત નથી.

૨ મસઅલો. કોઇ શેહેરમાં બે તરેહના પૈસા ચાલે છે, ત્યારે એ પણ કહી દીએ કે ફલાણી તરેહના પૈસાના બદલામાં હું આ ચીજ ખરીદું છું. જો કોઇએ એમ જણાવ્યું નહિ ફકત એટલુંજ કહ્યું કે મેં આ ચીજ એક પૈસે વેચી અને બીજાએ કહ્યું કે મેં ખરીદી લીધી. ત્યારે જુઓ કે તે ઠેકાણે કઇ તરેહના પૈસાનું ચલણ વધારે છે. જે તરેહનો પૈસો વધારે ચાલતો હોય તેજ પૈસો દેવો પડશે. અને જો બંને તરેહના પૈસાનું ચલણ સરખુંજ હોય તો બૈઅ દુરસ્ત રહી નહિ પણ તૂટી ગઇ અને ખરાબ થઇ ગઇ.

૩ મસઅલો. કોઇની મુઠીમાં કેટલાક પૈસા છે અને તેને મુઠી ખોલીને દેખાડી દીધી કે આટલા પૈસાની આ ચીજ દીઓ અને વેચનારે તે પૈસા હાથમાં જોઈ લીધા, અને તે ચીજ આપી દીધી. પણ એ માલમ પડયું નહિ કે હાથમાં કેટલા આના છે, ત્યારે પણ બૈઅ દુરસ્ત છે. એવીજ રીતે જો પૈસાનો ઢગલો મોંઆગળ બિછાના ઉપર મુકયો હોય. તેનો પણ એજ હુકમ છે, કે જો વેચનાર તેટલી કીંમતે તે ચીજ વેચી નાંખે. અને જાણતું નહોય કે તે કેટલા આનાછે તો તે બૈઅ દુરસ્ત છે. મત-

લબ એકે જયારે પોતાની આંખથી જોઇ લીએ કે એટલા પૈસા છે ત્યારે તેની ગણત્રી બતલાવવાની જરૂર નથી. અને જો તેણે આંખથી જોયા નથી, તે વખતે ગણત્રી બતલાવવી જરૂરની છે. જેવી રીતે કે એમ કહે કે દસ આને એચીજ અમે લીધી. જો મઝકૂર હાલતમાં તેની ગણત્રી મુકર્રર અને કીમતનો ફેસલો નહી થયો તો બૈઅ દુરસ્ત નથી.

૪ મસઅલો. કોઇએ કહયું કે તમે આ ચીજ લઇ લીઓ કીંમતનો ફેસલો કરવાની શી જરૂર છે? જે કીંમત હશે તે તમારાથી લેવામાં આવશે, શું તમારાથી વધારે લેશું? અથવા એમ કહયું કે તમે એ ચીજ લઇલીઓ હું મારા ઘરમાં પુછીને જેટલી કીંમત હશે તેટલી કહી દઇશ. અથવા એમ કહયું કે એમાનીજ ચીજ ફલાણાએ લીધી છે જે કીંમત તેવણેદીધી છેતેજ તમે પણ આપજો. અથવા એમ કહ્યું કે તમે જે ચાહો તે દઇ દીઓ. હું કદી ના કહીશ નહીં, જે આપશો તે લઇ લઇશ. અથવા એમ કહ્યું કે બજારમાં ( બીજે ઠેકાણે ) પૂછાવી મંગાવો જે બજાર ભાવ હોય તે આપશો. અથવા એમ કહ્યું કે ફલાણા માણસને દેખાડી લીઓ જે કીંમત તેવણ કહે તે તમે આપજો. ત્યારે એ સૌ હાલતોમાં બૈઅ ફાસિદ છે. અલબત જો તે જગ્યાએ કીંમત સાફ માલમ પડી ગઈ, અને જે અટકાવથી બૈઅ ફાસીદ થઇ હતી તે અટકાવ નીકળી ગયો તો બૈઅ દુરસ્ત થઇ જશે. અને જો જગ્યા બદલાઇ ગયા પછી ઝગડો પતી ગયો તો પહેલી બૈઅ ફાસિદજ રેહશે. અલબત ઝગડો પતી ગયા પછી ફરી નવેસરથી બૈઅ કરી શકે છે.

૫ મસઅલો. કોઇ દુકાનદાર મુકર્રર છે કે જેને ત્યાંથી જે ચીજ જોઇતી હોય તે મંગાવી લેવામાં આવે છે. આજે એક સેર સોપારી મંગાવી લીધી, કાલે અસેર કાથો મંગાવી લીધો, અને કોઇ દહાડે પાસેર કોપરાં મંગાવી લીધાં. પણ કીંમત કંઇ પણ પૂછાવી મંગાવી નહિ. અને એમ સમજી લીધું કે જે દહાડે હિસાબ કરવા તે આવશે તે દહાડે જે કંઇ તેનું નીકળશે તે દઇદેશું. એ (લેણદેણ) દુરસ્ત છે. એવીજ રીતે ગાંધીને ત્યાંથી દવાઓનો નુસખો મંગાવી લીધો, અને કીંમત પૂછી નહિ. અને વિચાર્યું કે સાજા થયા પછી જેટલા. પૈસા તેના થયા હશે તેટલા મોકલી દેશું, તો એ (બૈઅ) પણ જાયઝ છે.

૬ મસઅલો કોઇના હાથમાં એક રૂપીઓ કે પૈસો છે. તેણે કહ્યું કે એ રૂપિયાની એ ચીજ અમે લીધી. ત્યારે તેણે અખત્યાર છે કે ગમે તો તેજ રૂપીયો તેને દીએ અથવા તેને ઠેકાણે કોઇ બીજો રૂપીઓ દીએ. પણ તે બીજો રૂપીઓ પણ ખોટો નહિ હોવો જોઈએ.

૭ મસઅલો. કોઇએ એક રૂપીએ કંઇ ખરીદયું. ત્યારે તેને અખત્યાર છે કે ગમે તો એક રૂપીઓ દીએ અને ગમે તો બે આઠઆનીઓ દીએ, અને ગમે તો ચાર પાવલીઓ દીએ, અને ગમે તો આઠ બેઆનીઓ દઈ દીએ. વેચનાર તે [સિકકાઓમાંથી કોઇ પણ ચીજ]ને લેવાથી ના પાડી શકતું નથી. પણ જો તે એક રૂપીઆના પૈસા દીએ તો વેચનારને અખત્યાર છે કે ગમે તો લીએ અને ગમે તો નહિ લીએ. જો તે પૈસા લેવાને ના પાડશે તો રૂપીઓજ દેવો પડશે.

૮ મસઅલો. કોઇએ કલમદાન કે એક નાની પેટી વેચી તો તેની કુંચી પણ વે-

ચાઇ ગઇ. કુંચીની કીંમત જુદી લઈ શકાતી નથી. અને તેમજ કુંચી પોતાની પાસે રાખી શકાય નહીં.

## વેચાણ ચીજ જાણવાનું બયાન.

૧ મસઅલો. અનાજ વિગેરે સૌ ચીજોમાં અખત્યાર છે કે ગમે તો તોલીને લીએ અને એમ કહી દે કે એક રૂપીઆના વીશ શેર ઘઉં મેં ખરીદ કીધા. અને ગમે તો એમજ કીંમત ઠેરવીને લઈ લીએ અને એમ કહીદે કે ઘઉંનો આ ઢગલો મેં એક રૂપીએ ખરીદ કીધો. પછી તે ઢગલામાં ગમે તેટલા ઘઉં હોય સૌ ખરીદનારનાજ છે.

૨ મસઅલો. છાણા, કેરી, જમરૂખ, નારંગી વિગેરેમાં પણ અખત્યાર છે કે ગણત્રીના હિસાબથી લીએ, અથવા એમ આખા ઢગલાની કીંમત ઠેરવીને લીએ. જો એક ટોકરીમાંની કુલ કેરીઓ બે આને ખરીદી લીધી અને તેની ગણત્રી ખબર નહિ હોય કે કેટલી છે, તો ખરીદી દુરૂસ્ત છે. અને તે સૌ કેરીઓ તેનીજ છે. પછી ઓછી નીકળે અથવા વધારે નીકળે.

૩ મસઅલો. કોઇ ઓરત બોર વિગેરે કોઇ ચીજ વેચવા આવી. તેણીને કહ્યું કે એક પૈસાની આ ચીજ એ ઇંટ બરાબર તોલીને દે. અને તેણી પણ તે ઇંટ બરાબર તોલીને દેવા વાસ્તે રાજી થઈ ગઇ અને તે ઇંટનું વજન કોઇને ખબર નથી કે કેટલી ભારે છે. તો એ ખરીદી પણ દુરસ્ત છે.

૪ મસઅલો. કેરીઓ અથવા જમરૂખ કે નારંગીનો ભરેલો ટોકરો એક રૂપીએ એવી શરતથી ખરીદ કીધો કે તેમાં ચારસો કેરીઓ છે. ફરી જયારે ગણત્રી કીધી તો જણાયું કે તેમાં ત્રણસોજ છે, ત્યારે ખરીદનારને અખત્યાર છે ગમેતો લીએ અથવા નહિ લીએ. જો લેશે તો પૂરો એક રૂપીઓ દેવો પડશે નહિ, પણ એકસોની કીંમત ઓછી કરીને ફક્ત બાર આના દીએ. અને જો સાડી ત્રણસો નીકળેતો ચૌદ આના દીએ. મતલબ એ કે જેટલી કેરીઓ ઓછી હશે તેટલી કીંમત પણ ઓછી દેવામાં આવશે. અને જો તે ટોકરામાં ચારસોથી વધારે કેરીઓ હોય તો જેટલી વધારે છે તેટલી વેચનારની છે. ખરીદનારને ચારસોથી વધારે લેવાનો હક નથી. અલબત જો પૂરો ટોકરો ખરીદ કીધો હોય અને એ વાત કંઇ ઠેરવી નથી કે એમાં કેટલી કેરીઓ છે ત્યારેતો જેટલી કેરીઓ નીકળે તેટલી સૌ એનીજ છે. પછી ઓછી નીકળે કે વધારે.

૫ મસઅલો. બનારસી દુપટો કે ચીકનનો દુપટો કે પલંગપોશ કે ઈજારબંદ વિગેરે કોઇ એવું લુગડું ખરીદ કીધું કે જો તેમાંથી કંઇ ફાડી લઇએ તો તે નકામું અને ખરાબ થઇ જાય. અને ખરીદ કરતી વખતે એવી શરત કીધી હતી કે એ દુપટો ત્રણ ગજનો છે. ફરી માપી જોતાં કંઈ ઓછું નીકળ્યું તો જેટલું ઓછું નીકળ્યું છે તેના બદલામાં કીંમત ઓછી થશે નહિ. પણ જેટલી કીંમત ઠેરવી હોય તેટલી પૂરી દેવી પડશે. પણ ઓછું નીકળવાથી એટલી સંભાળ લેવાશે કે બંને તરફથી વેચાણ ખરીદી પાકી થઇ ગઇ તે છતાં તેને અખત્યાર છે કે ગમેતો લીએ અને ગમે તો નહિ લીએ. અને જો કંઇ વધારે નીકળ્યું તો તે પણ તેનુંજ છે. તેના બદલામાં કંઇ વધારે કીંમત દેવી પડશે નહિ.

૬ મસઅલો. કોઇએ રાતની વખતે બે રેશમના ઈજારબંદ એક રૂપીએ લીધા. જયા-

રે સવારે જોયું તો માલમ પડયું કે એક તેમાંનો સુતરાઉ છે ત્યારે બંનેની બૈઅ જાયઝ નહીં થઇ નહીં. રેશમીની અને નહિ સુતરાઉની. એમજ જો બે વીંટીઓ એવી શરતથી ખરીદ કીધી કે બંનેના નંગ ફીરોઝાનાં છે. પછી માલમ પડયું કે એકમાં ફીરોઝો નથી કંઇ બીજું છે. તો બંને વીંટીઓની બૈઅ નાજાયઝ છે. હવે જો એમાંથી એક (વીંટી) અથવા બંને લેવી હોય તો તેની રીત એછે કે ફરીથી તેઓની કીંમત ઠેરવીને ખરીદ કરે.

## ઉધાર લેવાનું બયાન.

૧ મસઅલો. કોઇએ કંઇ ચીજ ઉધાર ખરીદી તો એ પણ જાયઝ છે. પણ એટલી વાત તેમાં જરૂરની છે કે કંઈક મુદત ઠેરવીને કહી દે કે પખવાડીયામાં કે એક મહિનામાં કે ચાર મહિનામાં તમારા પૈસા ચૂકવી દઇશ, જો મુદત કંઈ મુકર્રર કીધી નહિ અને ફકત એટલુંજ કહી દીધું કે હમણા (મારી પાસે) પૈસા નથી ફરી દઇ દઈશ. ત્યારે જો એવી શરતે ખરીદ કીધી હોય કે કીંમત પછીજ દઇશ. ત્યારે તો તે બૈઅ ફાસિદ (બાતેલ) છે. અને જો ખરીદવામાં એવી શરત નહિ કીધી હોય અને ખરીદ કીધા પછી કહયું કે (કીંમત) પછી દઇશ ત્યારે તો કંઇ બીક નથી. અને ખરીદતી વખતે પણ કંઇ કહયું નહિ તેમજ ખરીદયા પછી પણ કંઇ કહયું નહિ. ત્યારે તો બૈઅ દુરસ્ત છે. અને એ મચકૂર બંને હાલતોમાં તે ચીજની કીંમત હમણાજ દેવી પડશે. અલબત વેચનાર જો કેટલાક દહાડા પછી પૈસા લેવા પર રાજી થઇ જાય તો જુદી વાત છે (એટલે ત્યારે દુરસ્ત છે). પણ જો તે રાજી નહિ થાય અને તેજ વખતે કીંમત માંગે તો દેવીજ પડશે.

૨ મસઅલો. કોઇએ ખરીદતી વખતે એમ કહયું કે ફલાણી વસ્તુ અમને દઈદો જયારે અમારો ખરચો આવશે ત્યારે લઇલેશો. અથવા એમ કહયું કે જયારે મારો ભાઈ આવશે ત્યારે દઈ દઇશ. અથવા એમ કહયું કે જયારે પાકની કાપણી થઇ જશે ત્યારે દઈ દઈશ. અથવા વેચનારે પોતે કહયું કે હમણા તમે લઇ લીઓ જયારે તમારી મરજીમાં આવે ત્યારે પૈસા દઇ દેજો. ત્યારે આ બૈઅ ફાસીદ થઇ ગઇ. કંઇ પણ મુદત મુકર્રર કરીને ખરીદવું જોઇએ. જો ખરીદ કીધા પછી એવી વાત કીધી ત્યારે તે બૈઅ થઇ ગઇ. અને વેચનારને અખત્યાર છે કે તરતજ કીંમત માંગી લીએ પણ ફકત પાકની કપામણીના મસઅલામાં એવી હાલતમાં પાકની કપામણી થાય તે પહેલાં માંગી શકાય નહી.

૩ મસઅલો. રોકડથી એક રૂપિઆના વીશ શેરના ઘઉં વેચાય છે. પણ ઉધાર લેવાને લીધે કોઇને વેચનારે પંદર શેર ઘઉં દીધા ત્યારે આ બૈઅ દુરસ્ત છે. પણ તેજ વખતે માલમ પડી જવું જોઇએ કે તે માણુસ ઉધાર ખરીદી રહયું છે.

૪ મસઅલો. એક મહિનાના વાયદાથી કોઇ ચીજ ખરીદી. એક મહિનો થઇ રહયા પછી કાલાવાલા કરીને મુદત વધરાવી લીધી કે પંદર દહાડાની બીજી મુદત દીઓ તો તમારા પૈસા ચુકવી દઉં અને તે વેચનાર પણ રાજી થઇ ગયું, ત્યારે પંદર દહાડાની બીજી મુદત મળી ગઇ. અને જો તે રાજી નહીં થાય તો તરત તે માંગી શકે છે.

૫ મસઅલો. જ્યારે પોતાની પાસે

પૈસા હોય છતાં કોઇને વાયદો કરવો કે આજે નહિ કાલે આવજો, હમણા નહિ ફલાણા વખતે આવજો, હજી રૂપીઓ તોડાવ્યો નથી તોડાવશું ત્યારે તમારા પૈસા મળશે. એ સૌ વાતો હરામ છે. જ્યારે તેણી માંગે ત્યારેજ રૂપીયો તોડાવીને કીંમત દઇ દેવી જોઇયે. અલબત જો ઉધાર ખરીદ કીધું હોય તો જેટલા દહાડાની મુદ્દતે ખરીદયું હોય તેટલા દહાડા પછી દેવું વાજેબ છે. હવે વાયદો પૂરો થયા પછી ફેરા ખવડાવવા અને વારંવાર તેને પાછું કાઢવું જાયઝ નથી. પણ જો ખરેખાત તેની પાસે પૈસા નહિંજ હોય અને નહિ કોઇ ઠેકાણેથી પૈસાનો બંદોબસ્ત કરી શકતું હોય ત્યારે તો લાચારી છે જયારે પૈસા આવી જાય ત્યારે તેને પાછું ફેરવે નહિ.

## (ચીજ) પાછી ફેરવવાની શરત કરવાનું બયાન અને એ (શરત) ને શરએ શરીફમાં ખેયાર શર્ત કહે છે.

૧ મસઅલો. ખરીદતી વખતે એમ કહી દીધું કે એક દિવસ કે બે કે ત્રણ દિવસ સુધી અમને લેવાનો અથવા નહિ લેવાનો અખત્યારે છે. મરજીમાં આવશે તો લેશું અને નહિ તો પાછી ફેરવશું. તો એ જાયઝ છે. જેટલા દહાડા ઠેરવ્યા હોય તેટલા દહાડામાં પાછી ફેરવવાનો તેણીને અખત્યાર છે. ગમે તો લીએ અને ગમે તો પાછી ફેરવી દીએ.

૨ મસઅલો. કોઇએ કહ્યું હતું કે ત્રણ દહાડા સુધી મને લેવાનો અથવા નહિ લેવાનો અખત્યાર છે. ફરી ત્રણ દિવસ ગુજરી ગયા અને ખરીદનારે કંઇ જવાબ દીધો નહિ, તેમજ તે ચીજ પાછી ફેરવી પણ નહિ ત્યારે તે ચીજ લેવી પડશે પાછી ફેરવવાનો હવે તેને કંઇ હક નથી. પણ જો તે મેહેરબાની દાખલ પાછી લઇ લીયે તો ઠીક છે પાછી દઇ દીયે, વેચનારની ખુશી વિના તે પાછી આપી શકતું નથી.

૩ મસઅલો. ત્રણ દિવસ કરતાં વધારેની શરત કરવી દુરસ્ત નથી. જો કોઇએ ચાર કે પાંચ દહાડાની શરત કીધી હોય તો જુઓ કે ત્રણ દિવસની અંદર તેણે જવાબ વાળ્યો કે નથી. જો ત્રણ દહાડાની અંદર તેણે ચીજ પાછી દીધી ત્યારે તો બૈઅ ફરી ગઈ. અને જો કેહવડાવ્યું કે મેં લઈ લીધી તો બૈઅ દુરસ્ત છે. અને જો ત્રણ દહાડા ગુજરી ગયા પણ કંઇ માલમ પડયું નહિ કે તેણી લેશે કે નહિ તો બૈઅ ફાસિદ થઇ ગઇ.

૪ મસઅલો. એવીજ રીતે વેચનાર પણ કહી શકે છે કે ત્રણ દિવસ સુધી મને અખત્યાર છે અગર હું ચાહીશ તો ત્રણ દિવસની અંદર (વેચેલી ચીજ) પાછી લઇશ તો એ પણ જાયઝ છે.

૫ મસઅલો. ખરીદ કરતી વખતે કહી દીધું હતું કે ત્રણ દિવસમાં મને પાછી આપવાનો અખત્યાર છે. ફરી ત્રીજે દહાડે આવીને કહી દીધું કે મેં તે ચીજ રાખી લીધી હવે પાછી ફેરવીશ નહિ ત્યારે હવે અખત્યાર જતો રહયો હવે તે પાછી અપાઇ શકતી નથી. એટલુંજ નહીં પણ જો પોતાના ઘરમાંજ આવીને કહી દીધું કે મેં એ ચીજ લઇ લીધી હવે પાછી આપીશ નહીં ત્યારે પણ તે મચકુર અખત્યાર જતો રહયો. અને જયારે બૈઅનું તોડવું અને પાછું આપવું મંજૂર હોયતો વેચનાર-

ની રૂબરૂમાં તોડવું જોઇએ તેની પાછળ (કે ગેરહાજરીમાં) તોડવું દુરસ્ત નથી.

૬ મસઅલો. કોઇએ કહ્યું કે ત્રણ દિવસ સુધી મારી માને અખત્યાર છે જો તે કેહશે તો લઈ લેશું અને ના કહેશે તો પાછી દેશું તો એ પણ દુરસ્ત છે. હવે ત્રણ દહાડાની અંદર તે અથવા તેની મા તે ચીજને પાછી ફેરવી શકે છે. અને જો તે અથવા તેની મા કહીદે કે મેં તે ચીજ લઈ લીધી હવે પાછી આપીશ નહિ ત્યારે હવે પાછી ફેરવવાનો તેઓને અખત્યાર નથી.

૭ મસઅલો. બે કે ત્રણ તાકા લીધા અને કહ્યું કે ત્રણ દિવસ સુધી અમને અખત્યાર છે કે એમાંથી જે પસંદ પડશે તે એક તાકો દસ રૂપીએ લઇ લેશું તો એ દુરસ્ત છે. ત્રણ દિવસની અંદર તેમાંથી એક તાકો પસંદ કરી લીએ અને ચાર કે પાંચ તાકા અગર લીધા અને કહ્યું કે એમાંથી એક પસંદ કરી લેશું તો એ બેઅ ફાસિદ છે.

૮ મસઅલો. કોઇએ ત્રણ દિવસમાં પાછા ફેરવવાની શરત કરી લીધી હતી અને તે પછી તે ચીજને પોતાને ઘેર વાપરવા શરૂ કરી દીધી, જેવી રીતે કે ઓઢવાની વસ્તુ હતી તે ઓઢવી શરૂ કરી દીધી અથવા પેહેરવાની ચીજ હતી તેને પેહરી લીધી અથવા પાથરવાની ચીજ હતી તેને પાથરવી શરૂ કીધી. ત્યારે હવે તે પાછી આપવાનો અખત્યાર તેને રહ્યો નહિ.

## વગર જુએલી ચીજ ખરીદવાનું બયાન.

૧ મસઅલો. કોઇએ કોઈ ચીજ વગર જુએ ખરીદી તો એ બેઅ દુરસ્ત છે. પણ જ્યારે જુએ ત્યારે તેને અખત્યાર છે કે જો પસંદ હોય તો રખે નહિતો પાછી દીએ. અગરજો તેમાં કોઇ તરેહની એબ નહિ હોય. અને જેવી તરેહની લેવા ઠેરવી હોય તેવીજ હોય ત્યારે પણ રાખવાનો અથવા નહિ રાખવાનો તેને અખત્યાર છે.

૨ મસઅલો. કોઇએ વગર જુએ પોતાની ચીજ વેચી નાંખી ત્યારે તે વેચનારને જોયા પછી પાછી લઇ લેવાનો અખત્યાર નથી. જોયા પછી (પાછા ફેરવવા)નો અખત્યાર ફકત ખરીદનારનેજ હોય છે.

૩ મસઅલો. કોઇ ભાજી પાલો વેચનારી વટાણાની સીંગ વેચવા આવી તેમાં ઉપલા ભાગમાં સારી હતી, તે જોઇને પૂરો ટોકરો ખરીદી લીધો, પણ નીચે ખરાબ નીકળી. ત્યારે હજી પણ તેણીને તે ટોકરો પાછો આપવાનો અખત્યાર છે. અલબત્ત જો સૌ સીંગો સરખી હોય તો થોડી સીંગો જોઈ લેવી બસ છે. પછી ગમે તો તમામ સીંગો જુએ અથવા નહીં જુએ, પાછો આપવાનો અખત્યાર રહેશે નહિ.

૪ મસઅલો. જમરૂખ અથવા દાડેમ કે નારંગી વિગેરે કોઈ એવી ચીજ ખરીદી કે જે સૌ સરખી હોતી નથી. ત્યારે જ્યાં સુધી સૌને નહિ જોઈ લીએ ત્યાં સુધી અખત્યાર રહે છે. થોડાને જોવાથી અખત્યાર જતો નથી.

૫ મસઅલો. જો કોઈ ચીજ ખાવા પીવાની ખરીદી તો તેમાં ફકત જોવાથી (પાછી આપવાનો) અખત્યાર જતો નથી, પણ તે ચાખવી પણ જોઇએ. જો ચાખવા પછી પસંદ નહિ પડે તો પાછી આપવાનો અખત્યાર છે.

૬ મસઅલો. ઘણો વખત ગુજરી ગયો કે જે વખતે કોઈ ચીજ. જોઇ હુતી. હુવે આજે તેને ખરીદ કીધી. પણ હજી જોઇ નથી. પછી ઘેર આગળ લાવીને જ્યારે જોઇ ત્યારે તદન તે ચીજ તેવીજ તેને માલમ પડી ત્યારે હુવે જોયા પછી તેને પાછી આપવાનો તેને અખત્યાર નથી. અલબત જો આટલા દહાડામાં જો કંઇ ફરક થઇ ગયો હોય ત્યારે જોયા પછી લેવાનો કે નહિ લેવાનો તેને અખત્યાર રેહશે.

## ખરીદેલી વસ્તુમાં એબ નીકળવાનું બયાન.

૧ મસઅલો. જ્યારે કોઇ કંઇ વેચે ત્યારે વાજેબ છે કે તે ચીજમાં જે કંઈ એબ કે ખરાબી હોય તે સો ખરીદનારને બતલાવી દીએ. (તે ખરાબી કે ખોડ) નહિ બતલાવવી અને ધોકો દઇને વેચી નાંખવી હરામ છે.

૨ મસઅલો. જ્યારે ખરીદી થઇ ગઈ પછી કોઇ એબ જણાયો જેમકે તાકાને ઉંદરોએ કાતરી કાઢેલો છે, અથવા દુશાલામાં ઉધઇ લાગેલી છે, અથવા એવીજ કોઇ એબ નીકળી આવી ત્યારે હવે આ ખરીદનારને અખત્યાર છે કે ગમે તો રાખી લીએ અને ગમે તો પાછી દઇ દીએ. પણ જો રાખી લેશે તો કીંમત પૂરી દેવી પડશે. તે એબને બદલે કેટલાક પૈસા ઓછા આપવા દુરસ્ત નથી. પણ જો વેચનાર પોતે કીંમત ઓછી લેવા તૈયાર હોય તો કીંમત ઓછી દેવી જાયઝ છે.

૩ મસઅલો. કોઇએ એક તાકો ખરીદીને રાખેલો હતો, એટલામાં કોઇ છોકરાએ તેના એક ખુણાને ફાડી કાઢયો, અથવા કાતરથી કાતરી કાઢયો, પછી જોયું તો જણાયું કે તે અંદરથી ખરાબ છે. કેટલેક ઠેકાણેથી ઉંદરોએ કાતરેલો છે. ત્યારે હવે તે તાકાને પાછો ફેરવી શકશે નહિ. કેમકે એક બીજી એબ તો તેમાં તેના ઘરમાંજ થઈ ગઇ છે. અલબત તે એબના બદલામાં જે કે વેચનારના ઘરની એબ છે કીંમત ઓછી કરવામાં આવે. લોકોને દેખાડવામાં આવે, જે કીંમત તેઓ ઠેરવે તેટલી ઓછી કરે.

૪ મસઅલો. એવીજ રીતે જો લુગડું કાતરી ચુકયા પછી એબ માલમ પડી ત્યારે પણ પાછું દઇ શકતા નથી. અલબત કીંમત ઘટાડવામાં આવશે. પણ જો વેચનાર કહે કે મારૂં કાતરેલું આપી દો અને તમારા સો પૈસા લઇ લો હું કીંમત ઓછી લઈશ નહિ. ત્યારે તેને એ અખત્યાર છે. ખરીદનાર તેને ઓછી કીંમત દઈ શકતું નથી. અને જો કાતરીને સીવી પણ લીધું હતું પછી એબ માલમ પડી તો એબના બદલામાં કીંમત ઘટાડવામાં આવશે. અને વેચનાર લુગડાની એવી હાલત થઇ જવાથી પોતાનું લુગડું લઇ શકતું નથી. અને જો આ ખરીદનારે તે લુગડું વેચી નાંખ્યું અથવા પોતાના નાબાલેગ બચ્ચાને પેહરાવવાની નૈયતથી કાતરી કાઢયું, પણ તેમાં શરત એ છે કે તદન તેને દઈ દેવાની નૈયત હોય, અને પછી તેમાં એબ નીકળી, ત્યારે હવે કીંમત ઘટાડવામાં આવશે નહિ. અને જો બાલેગ ઓલાદની નૈયતથી વેતરી કાઢયું હતું અને પછી એબ જાહેર થઇ તો હવે કીંમત ઓછી કરીને આપવામાં આવશે.

૫ મસઅલો. કોઇએ સવાકાના એક લેખે કેટલાક ઇંડાં ખરીદ કીધાં જ્યારે તે ફોડવામાં આવ્યાં ત્યારે સો ઇંડાં બગરેલાં

નીકળ્યાં, ત્યારે પૂરેપૂરી કીંમત પાછી લઇ શકે છે. અને એમ સમજાશે કે જાણે તેણે તદન ખરીદ કીધાંજ નહોતાં. અને જો તેમાંથી કેટલાંક તો સારાં નીકળ્યાં અને કેટલાંક ખરાબ તો ખરાબ જેટલાં હશે તેટલાં ઇંડાંની કીંમત પાછી લઇ શકે છે. અને કોઇ વીસ કે પચ્ચીસ ઇંડાઓની સામટી કીંમત કરી ખરીદ કીધાં હોય જેમકે આ સૌ ઇંડાં મેં પાંચ આને ખરીદ કીધાં. ત્યારે જુઓ કે તેમાં કેટલાં ખરાબ છે જો સો ઇંડાંમાં પાંચ કે છ ખરાબ નીકળ્યાં તો એની કંઇ વિસાત નથી. જો એ કરતાં વધારે ખરાબ નીકળ્યાં તો ખરાબની કીંમત હિસાબ પ્રમાણે પાછી લીએ.

૬ મસઅલો. કાકડી, ચીબડાં, ખરબુજા, તરબુજ, દોધી, બદામ, અખરોટ વિગેરે કંઇ ખરીદયું. જ્યારે કાપ્યું કે ફોડયું તો અંદરથી તદન ખરાબ નીકળ્યું ત્યારે જુઓ કે ખવાય તેવું છે કે તદન નકામું અને ફેંકી દેવા લાયકના છે. જો તદન ખરાબ અને નકામા હોય તો એ બેઅ તદન ખોટી થઇ, અને પોતાના સૌ પૈસા પાછા લીએ. અને જો કંઈ કામમાં આવી શકતા હોય તો જેટલા પૈસા બજારમાં તેની કીંમત ઠરે તેટલા દીએ. પૂરી કીંમત તેની દેવામાં આવશે નહિ.

૭ મસઅલો. જો સો બદામોમાં પાંચ કે છ બદામોજ ખરાબ નીકળે તો એવાતની કંઇ ફિકર નથી અને જો ખરાબ વધારે નીકળે તો જેટલી ખરાબ છે તેની કીંમત કાપી લેવાનો અખત્યાર છે.

૮ મસઅલો. એક રૂપીયાના પંદર શેર ઘઉં ખરીદ કીધા, અથવા એક રૂપીયાનું દોઢ શેર ઘી ખરીદયું તેમાંથી કેટલુંક તો ખરાબ નીકળ્યું અને કેટલુંક સારૂં. ત્યારે સારૂં લઈ લેવું અને ખરાબ પાછું આપવું જાયઝ નથી. પણ જો તે લીએ તો સૌ લીએ અને જો પાછું દીએ તો તમામ પાછું દીએ. પણ જો વેચનાર પોતે રાજી થઇ જાય કે સારૂં લઈ લો અને જેટલું ખરાબ હોય તે પાછું દઇ દીઓ ત્યારે એમ કરવું જાયઝ છે. વેચનારની રજા વગર એમ કરી શકાશે નહીં.

૯ મસઅલો. એબ નીકળે તે વખતે પાછી આપવાનો અખત્યાર તેજ વખતે છે કે એબવાળી ચીજ લીધા ઉપર કોઇ તરેહુથી રાજી ખુશી લેનારની સાબેત નહીં થતી હોય. અને જો તેજ ચીજ લેવાને લેનાર રાજી થઇ જાય ત્યારે હવે તેને પાછી આપવી જાયઝ નથી. અલબત વેચનાર ખુશીથી પાછી લીએ ત્યારે પાછી આપવી જાયઝ છે. જેમકે કોઇએ બકરી કે ગાય વિગેરે કોઇ ચીજ ખરીદી, જ્યારે તે ઘેર આવી ત્યારે માલમ પડયું કે તે માંદી છે, અથવા તેના શરીરમાં કોઇ ઠેકાણે ઘા છે. ત્યારે જોયા પછી જો તે પોતાની રાજી ખુશી દેખાડે કે કંઇ હરકત નથી, અમે એવી એબવાળીજ લઈ લીધી, ત્યારે હવે પાછી આપવાનો તેને અખત્યાર રહયો નથી. અને જો જીભથી તો કહયું નહીં પણ તેની સાથે એવી રીતે વરત્યું કે જેથી તેની રાજી ખુશી જણાય છે, જેમકે તેની દવા દારૂ કરવા લાગ્યું ત્યારે પણ પાછી દેવાનો અખત્યાર તેને રહયો નહિ.

૧૦ મસઅલો. બકરીનું ગોશ ખરીદયું ફરી માલમ પડયું કે મેંઢીનું છે તો પાછી દઇ શકે છે.

૧૧ મસઅલો. મોતીયોનો હાર અથવા કોઇ બીજું ઘરેણું ખરીદ કીધું અને કોઇ વખતે તે પહેર્યું, અથવા જોડા

ખરીદયા અને તે પહેરીને ફરતી ફરી, ત્યારે હવે એબને લીધે તેણીને પાછી આપવાનું અખત્યાર નથી. અલબત જો એવા વિચારથી પેહેર્યો હોય કે જોઇએ પગમાં આવેછે કે નહિ અને ચાલવામાં પગને કંઇ તકલીફતો થતી નથી તો એવી રીતે જોવા વાસ્તે થોડા વખતને માટે પહેરવાથી કાંઇ હરકત નથી. હજી પણ તેણી પાછી દઇ શકેછે. એવીજ રીતે જો કોઇ પલંગ કે તખત ખરીદ કીધો અને જરૂરની વખતે તેને પાથરીને બેઠી અથવા તે તખત ઉપર નમાઝ પઢી, અને એવી રીતે તે ચીજને વાપરી, ત્યારે હવે તે પાછી દેવાનો તેણીનો અખત્યાર જતો રહયો. એવીજ રીતે દરેક ચીજને સમજી લીઓ. જો તેને વાપરવા લાગે તો પછી આપવાનો અખત્યાર રહેતો નથી.

૧૨ મસઅલો. વેચતી વખતે વેચનારે કહી દીધું કે સારી રીતે જોઇ લીઓ જો પછી એમાં કંઇ એબ માલમ પડે અથવા ખરાબ નીકળે તો હું જોખમદાર નથી. એવું કહેવા છતાં તે ખરીદનારે ચીજ લઇ લીધી. તો હવે પછી ગમે તેટલી એબો નીકળે તોપણ પાછા આપવાનો તેને અખત્યાર નથી. અને એવી રીતે વેચવું પણ દુરસ્ત છે. એમ વેચનાર કહી દીએ તે પછી એબ બતલાવવી વાજેબ નથી.

## બૈઅ બાતિલ અને ફાસિદ વિગેરેનું બયાન.

૧ મસઅલો. શરેઅ શરીફમાં જે બૈઅ તદન ગેરમાતબર અને ખોટી હોય, અને એમ સમજાય કે ખરીદનારે તદન ખરીદયુંજ નથી, અને વેચનારે તદન વેચ્યુંજ નથી તેવી બૈઅને બાતિલ બૈઅ કહેછે. તેનો એવો હુકમ છે કે ખરીદનાર તે ચીજનો માલેક થયો નહિ અને તે ચીજ હજી તે વેચનારના માલકીપણામાંજ છે. અને તેથી કરીને ખરીદનારને તે ચીજનું ખાવું અથવા આપવું જાયઝ નથી. અને તેમજ કોઈ પણ બીજી રીતે પોતાના કામમાં વાપરવું પણ દુરસ્ત નથી.

અને જો બૈઅ થઈ તો ગઇ પણ પછીથી તેમાં કંઈ કારણથી ખરાબી અને નુકસાની આવી ગઇ તેને ફાસેદ બૈઅ કહે છે. તેનો હુકમ એ છે કે જ્યાંસુધી ખરીદનારના કબજામાં નહિ આવી જાય ત્યાંસુધી તે ખરીદેલી ચીજ તેની માલકીપણામાં આવતી નથી. જ્યારે કબજો કરી લીધો ત્યારે તે માલકીપણામાં આવી ગઈ પણ તે હલાલ નથી. તેથી કરીને તેને ખાવું પીવું અથવા કોઈ પણ બીજી તરેહથી તેને વાપરવું દુરસ્ત નથી. એટલુંજ નહિ પણ એવી બૈઅને તોડી નાંખવી વાજેબ છે. જો તેજ ચીજ લેવી હોય તો ફરીથી તેનું વેચાણ કરે, અને ખરીદનાર ખરીદ કરે. જો એ બૈઅ તોડી નહિ પણ કોઇ બીજાને વેચી નાંખી તો ગુનો થયો. અને હવે આ બીજા ખરીદનારને વાસ્તે તેનું ખાવું કે પીવું કે વાપરવું જાયઝ છે. અને આ બીજી બૈઅ દુરસ્ત થઈ ગઇ. જો નફો લઇને વેચી હોય તો નફો ખેરાત કરી દેવો વાજેબ છે. પોતાના કામમાં લેવું દુરસ્ત નથી.

૨ મસઅલો. ખુદુતોને ત્યાં જે રિવાજ છે કે તળાવની માછલીઓ વેચી નાંખે છે. એ બૈઅ બાતિલ છે. તળાવમાં જેટલી માછલીઓ હોય છે તેઓ જ્યાં સુધી શિકાર કરીને પકડવામાં નહિ આવે ત્યાં સુધી તેઓનો કોઇ માલેક નથી. જે માણુસ શિકાર કરીને પકડે તેજ તેઓનો માલિક બને છે. જયારે એ વાત સમજમાં આવી ગઈ ત્યારે

હુવે સમજવું જોઇએ કે જ્યારે જમીનનો માલેક તેઓનો માલેકજ નથી ત્યારે વેચવું કેવી રીતે જાયઝ થશે. અલબત જો જમીનદારો પોતે માછલીઓ પકડીને વેચ્યા કરે તો અલબત દુરસ્ત છે. જો કોઇ બીજા પાસે પકડાવશે તો તેજ માલેક બની જશે. જમીનદારનો તે પકડાયલી માછલીઓ ઉપર કંઈ હુક નથી. તેવીજ રીતે માછલીઓને પકડવાથી લોકોને મના કરવી પણ દુરસ્ત નથી.

૩ મસઅલો. કોઇની જમીનમાં વગર રોપે પોતાની મેળે ઘાસ ઉગી આવી, નહિ તેણે રોપી અને નહિ પાણી પાયું ત્યારે એ ઘાસ પણ કોઇની માલકીપણાની નથી. જેની મરજીમાં આવે તે કાપી લઇ જાય. એને વેચવી પણ દુરસ્ત નથી અને એને કાપવાથી કોઇને મના કરવી પણ દુરસ્ત નથી. અલબત જો પાણી પાઇને તેની માવજત કીધી હોય તો એ ઘાસનો ધણી તેજ છે; હુવે વેચવું પણ જાયઝ છે અને બીજા કોઇને નહિ કાપવા દેવું પણ દુરસ્ત છે.

૪ મસઅલો. જનાવરના ગર્ભમાં જે બચ્ચું હોય તેને અવતર્યા પેહલાં વેચવું બાતેલછે. અને જો તેની મા સાથે વેચી નાખ્યું તો જાયઝ છે. પણ જો એમ કહ્યું કે હું એ બકરી તો વેચુંછું પણ એના પેટમાં જે બચ્ચું છે તે વેચતો નથી. જ્યારે તે અવતરે ત્યારે તે મારો છે. તો એ બેઅ ફાસેદ છે.

૫ મસઅલો. જનાવરના સ્થનમાં જે દૂધ ભરેલું છે, તે દૂધને દોહ્યા અગાઉ વેચવું બાતેલછે. પેહલાં દોહી લીએ અને પછી વેચે. એવીજ રીતે મેંઢા અને દુંબાના વાળ કે જ્યાંસુધી કાતરી નહિ લીએ ત્યાં સુધી વાળોનું વેચવું નાદુરસ્ત અને બાતેલ છે.

૬ મસઅલો. જે લાકડું કે ખુંટો મકાનમાં કે છાપરામાં લાગેલાં હોય તેને ખોદવા અથવા કાપવા આગળ વેચવું દુરસ્ત નથી.

૭ મસઅલો. માણસના હાડકાં કે વાળ વિગેરે કોઈ ચીજનું પણ વેચવું નાજાયઝ અને બાતેલ છે. અને એવી ચીજોનું પોતાના કામમાં વાપરવું અને લેવું દુરસ્ત નથી.

૮ મસઅલો. ડુક્કર શિવાય બીજા તમામ મુરદાર (એટલે ઝુબેહ નહિ થયલા જનાવરો)નાં હાડકાં અને વાળ અને શીંગડાં પાક છે. એને વેચવાં અને પોતાના કામમાં વાપરવામાં લેવું પણ જાયઝ છે.

૯ મસઅલો. તમે એક બકરી અથવા કોઇ ચીજ કોઈની પાસેથી પાંચ રૂપીએ વેચાતી લીધી, અને તે બકરીપર કબજો કરી લીધો, અને પોતાને ઘેર મંગાવીને બંધાવી લીધી પણ હજી કીંમત ચૂકવી નથી. પછી કંઇ કારણથી તેની કીંમત દઇ શકી નહિ. અથવા હુવે તે બકરી રાખવી મનઝૂર નથી, તેથી તમે કહ્યું કે એજ બકરીને ચાર રૂપિયામાં લઈ જાઓ એક રૂપિઓ અમે તમને બીજો દેશું, એમ વેચવું અને લેવું જાયઝ નથી. જયાંસુધી તેની કીંમત નહીં દીએ ત્યાંસુધી ઓછી કીંમતપર વેચવું દુરસ્ત નથી.

૧૦ મસઅલો. કોઇએ એવી શરતથી મકાન વેચ્યું કે એક મહિના સુધી એને દેશું નહિ પણ અમે પોતે રહેશું. અથવા એવી શરત કીધી કે એટલા રૂપિઆ તમે અમને કરજ દીઓ, અથવા લુગડું એવી શરત પર ખરીદ કીધું કે તમેજ વેતરી સીવી આપશો. અથવા એવી શરત કીધી

કે જે શરીઅતમાં નકામી અને નાજાયઝ છે ત્યારે એ બૈઅ ફાસેદ છે.

૧૧ મસઅલો. એવી શરતે એક ગાય ખરીદ કીધી કે એ ચાર સેર દૂધ દેછે. એ બૈઅ પણ ફાસિદ છે. અલબત જો કોઇ અમુક વજન મુકર્રર નહિ કીધું ફકત એ-જ શરત કીધીકે એ ગાય બહુ દુધ-વાળી છે તો એ બૈઅ જાયઝ છે.

૧૨ મસઅલો. માટોડી અથવા ચીનીના (કે કાચનાં) રમકડાં બચ્ચાંઓ વાસ્તે ખ-રીદ કીધાં તો એ બૈઅ બાતેલ છે. શરએ શરીફમાં આ રમકડાંઓની કંઇ કીંમત નથી તેથી કરીને તેની કંઇ પણ કીંમત દેવડાવવામાં આવશે નહિ. જો કોઇ તોડી નાંખે તો તેની કીંમત ભરી દેવામાં પણ-આવશે નહિ.

૧૩ મસઅલો. કોઇ તરેહનો અનાજ, ઘી, તેલ વિગેરે રૂપીયાનું દસ શેર અથવા કોઇ બીજી કીંમતથી ખરીદ કીધું, ત્યારે જુઓ કે આ બૈઅ થઇ ગયા પછી તેણે તમારી અથવા તમારા મોકલેલા માણસની રૂબરૂ તોલીને દીધું છે. અથવા તેણે કહ્યું કે તમે ઘેર જાઓ અમે તોલીને ઘેર મો-કલીએ છીએ અથવા પહેલાંથી તોલીને જુદું મુકેલું હતું (અને તમે લેવા ગયા ત્યારે તેણે (વગર તોલે) એમજ દઇ દી-ધું ત્યારે એ ત્રણ હાલતો થઇ.—પહેલી હાલતનો હુકમ એ છે કે ઘરમાં લા-વીને હવે તેને તોલવાની જરૂર નથી, વગર તોલે પણ તેને ખાવું, પીવું, વેચવું વિગેરે સૌ દુરસ્ત છે. અને બીજી અ-ને ત્રીજી હાલતમાં હુકમ એ છે કે જયાં-સુધી પોતે તોલી નહિ લીએ ત્યાં સુધી તેનું ખાવું કે પીવું કે વેચવું વિગેરે કંઇ દુરસ્ત નથી. જો વગર તોલે વેચી નાખ્યું તો એ બૈ-અ ફાસિદ થઇ ગઈ. ફરી જો તોલી લીએ ત્યારે પણ એ બૈઅ દુરસ્ત નથી.

૧૪ મસઅલો. વેચવા પેહલાં તેને તો-લીને તમને દેખાડયું તે પછી તમે ખરીદી લીધું અને ફરી તેણે તોલ્યું નહિ, તો એ-વી હાલતમાં પણ ખરીદ કરનારને ફરી તો-લવું જરૂરનું છે. વગર તોલે ખાવું અને વેચ-વું જાયઝ નથી. અને વેચવા પેહલાં અગરજો તેણે તોલીને દેખાડી દીધું છે પણ તે વાત કંઈ માતબર નથી.

૧૫ મસઅલો. જમીન, ગામ અને મકા-ન વિગેરે શિવાયની જેટલી ચીજો છે તે ઓને ખરીદ કીધા પછી જયાં સુધી કબજો નહિ કરે ત્યાં સુધી વેચવું દુરસ્ત નથી.

૧૬ મસઅલો. એક બકરી અથવા બીજી કોઇ ચીજ ખરીદી. કેટલાક દહાડા પછી એક બીજો માણસ આવ્યો અને કહયું કે આ બકરી તો મારી છે. કોઇએ એમજ પકડીને વેચી કાઢી, તેની નહિ હતી. ત્યારે જો તે માણસ પોતાના દાવાને બે માણ-સોની ગવાહીથી સાબેત કરી દીએ તો બકરી તેનેજ આપવી પડશે. અને બકરીની કીંમત તેની પાસેથી લઇ શકાશે નહિ. પણ જ્યારે તે વેચનારો મળે ત્યારે પોતાના પૈ-સા તેની પાસેથી લઈ લીઓ. પેલા માણ-સથી તમે કંઈ લઇ શકતા નથી.

૧૭ મસઅલો. કોઇ મરઘી, ગાય, કે બ-કરી વિગેરે મરી ગઇ તો તેની બૈઅ હરામ અને બાતેલ છે. એટલુંજ નહિ પણ આ મરેલી ચીજને ઘેડા ભંગીયાઓને ખાવા વાસ્તે દેવી પણ જાયઝ નથી, પણ ઘેડા ભંગીયાઓ પાસે જો ફેંકી દેવા વાસ્તે મોકલાવી દીધી અને પછી તેઓએ ખાઈ લીધી તો તમે કોઈ પણ ઠપકાને લાયક નથી. અને તે (મરેલા જનાવર)નું ચામડું

કઢાવીને ખાલપા પાસે સાફ કરાવીને વેચવું અથવા પોતે વાપરવું દુરસ્ત છે, જેમકે અમે પેહલા ભાગમાં બયાન કીધું છે ત્યાં જુઓ.

૧૮ મસઅલો. જ્યારે એક માણુસે કીંમત ઠેરવીને વજન વિગેરે કરાવી લીધું. અને તે કીંમતે વેચવા વેચનાર રાજી પણ થયો ત્યારે તે વખતે બીજા કોઈને ભાવ વધારીને પોતે લઈ લેવું જાયઝ નથી. એવીજ રીતે એમ પણ કેહવું દુરસ્ત નથી કે તમે એનાથી નહિ લીઓ એવી ચીજ હું ઓછી કીંમતે દઈશ.

૧૯ મસઅલો. વેચનારે તમને સવાકાના ચાર જમરૂખ દીધા ફરી બીજાએ વધારે તકરાર કરીને સવાકાના પાંચ લીધા. ત્યારે હવે તમને તે વેચનાર પાસેથી એક જમરૂખ વધારે લેવું જાયઝ નથી. જોરજુલમ કરીને લેવું હરામછે. જેની સાથે જેટલા ઠેરવ્યા હોય તેટલાજ લેવાનો અખત્યાર છે.

૨૦ મસઅલો. કોઈ માણુસ કંઇ વેચે છે પણ તમને વેચવાને તે રાજી થતો નથી. ત્યારે તેની પાસેથી જોરજુલમથી લઈને પૈસા ચુકવવા દુરસ્ત નથી. કેમકે તે પોતાની ચીજનો માલેક છે, ગમેતો વેચે અને ગમેતો નહિ વેચે. અને ગમે તેને વેચે (અને ગમે તેને નહિ વેચે). પોલીસવાળા ઘણાખરા જોર જુલમથી લીએ છે એ તદન હરામ છે. જો કોઈનો ધણી પોલીસમાં નોકર હોય ત્યારે એવે વખતે ધણીથી પૂછી લીએ વગર પૂછે વાપરવામાં લીએ નહિ.

૨૧ મસઅલો. અઢીકે સેર અલુકડા લીધા તે પછી ત્રણ ચાર અલુકડા જોરજુલમથી વધારે લેવા દુરસ્ત નથી. અલબત જો રાજી ખુશીથી વેચનાર પોતે દઇ દીએ તો તેનું લેવું જાયઝ છે. એવીજ રીતે જે કીંમત ઠેરવી હોય, સોદો ખરીધ કીધા પછી તે ઠેરવેલી કીંમત કરતાં ઓછી કીંમત આપવી જાયઝ નથી, અલબત જો તે પોતાની ખુશીથી કંઈ ઘટાડી દીએ તો ઓછી કીંમત દઇ શકે છે.

૨૨ મસઅલો. મધપુડો જેના ઘરમાં હોય તેજ તેનો માલેક છે. કોઇ બીજાને તેનું તોડવું કે લેવું જાયઝ નથી. અને તેના ઘરમાં જો કોઇ પક્ષીએ બચ્ચાં મેલ્યાં તો તે ઘરધણી તેનો માલેક નથી. પણ જે તેઓને પકડે તે માલેક છે. પણ બચ્ચાંઓને પકડવું અને (એવી રીતે) તેઓને (અને તેઓના માબાપને) ઈજા પોંહચાડવી જાયઝ નથી.

## નફો લઈને અથવા ખરીદ ભાવે વેચવાનું બયાન.

૧ મસઅલો. એક ચીજ અમે એક રૂપીયે ખરીદી હતી. ત્યારે હવે અમને અમારી ચીજને અખત્યાર છે કે ગમેતો એક રૂપીયેજ વેચી નાંખીએ અને ગમેતો દસવીસ રૂપીયે વેચીએ. એમાં કંઇ ગુનો નથી. પણ જો વાત એમ ઠરી કે ખરીદનારે કહ્યું કે રૂપીયે એક આનો નફો લઇને અમને વેચી નાંખો. તમે કહ્યું કે ઠીક અમે રૂપીયે એક આનો નફો લઇને વેચી નાંખી. ત્યારે હવે રૂપીયે એક આનો નફા કરતાં વધારે નફો લેવો જાયઝ નથી. અથવા વાત એવી રીતે થઈ કે તમે જેટલે ખરીદી હોય તેનાઉપર ચાર આના નફો લઈ લો. તે વખતે પણ ખરીદ ભાવ જે ખરો હોય તે બતલાવી દેવો વાજેબ છે. અને ચાર આના કરતાં વધારે નફો લેવો જાયઝ નથી. તેવીજ રીતે જો તમે કહ્યું કે એ ચીજ અમે તમને ખરીદ ભાવે દેશું, કંઇ નફો લેશું નહીં. તો હવે કંઇ પણ નફો

લેવો જાયઝ નથી. ખરીદ ભાવ જે ખરો હોય તેજ બતલાવી દેવો વાજેબ છે.

૨ મસઅલો. કોઇ વેચાણુ ચીજની કીંમત એવી રીતે ઠેરવી કે રૂપીયે એક આનો નફો લઇને વેચી નાંખો, તેણે કહ્યું કે ઠીક મેં એટલાજ નફાપર વેચી નાંખી. અથવા તમે કહ્યું કે તમે જેટલે ખરીદી હોય તેજ ભાવે વેચી નાંખો. તેણે કહ્યું કે ઠીક તેજ ભાવ તમે દીઓ, નફો કંઈ આપશો નહીં. પણ તેણે હજી એ બતલાવ્યું નહીં કે તેની ખરીદ કીંમત કેટલી છે. ત્યારે જુઓ કે તે જગ્યાથી ઉઠવા પહેલાં જો તે પોતાનો ખરીદ ભાવ બતલાવી દીએ ત્યારે તો એ બૈઅ સહીહ છે. અને જો તેજ ઠેકાણે નહીં બતલાવે પણ એમ કહે કે હાલ તમે લઇ જાઓ હિસાબ જોઇને હું બતલાવીશ, અથવા બીજું કંઈ કહ્યું તો તે બૈઅ ફાસેદ છે.

૩ મસઅલો. ખરીદ કીધા પછી માલુમ પડયું કે તેણે ચાલાકીથી પોતાનો ખરીદ ભાવ ખોટો બતલાવ્યો, અને નક્કી કીધેલા નફા કરતાં વધારે નફો લીધો છે, તો ખરીદનારને કીંમત (જે ઠે.વી હોય તેના કરતાં) ઓછી આપવાનો અખત્યાર નથી. એટલુંજ નહીં પણ જો ખરીદવું મનજુર હશે તો તેટલીજ કીંમત દેવી પડશે, જેટલી કીંમતે તેણે વેચી હોય. અને એવો વાયદો કીધો હતો કે અમે નફો લેશું નહિ, ફરી તેને પોતાની ખરીદ કીંમત ખોટી અને વધારે બતલાવી, તો જેટલી વધારે બતલાવી હોય તેટલી લેવાનો તેને હક નથી. લેનારને અખત્યાર છે કે ફકત ખરીદ ભાવ દીએ અને જેટલું વધારે બતલાવ્યું હોય તે દીએ નહીં.

૪ મસઅલો. કોઇ ચીજ તમે ઉધાર ખરીદ કીધી ત્યારે હવે જયાંસુધી બીજા ખરીદનારને તમે એમ નહીં બતલાવો કે ભાઈ! આ ચીજ મેં ઉધાર લીધી છે. ત્યાં સુધી તેને ખબર કર્યા વગર નફાથી કે ખરીદ ભાવે તે ચીજ વેચવી નાજાયઝ છે. પણ બતલાવી દીએ કે એ ચીજ મેં ઉધાર ખરીદ કીધી હતી. ફરી એવી રીતે નફો લઇને કે ખરીદ ભાવે વેચવી જાયઝ છે. અલબત જો પોતાનો ખરીદ ભા જણાવે નહીં અને ગમે તે કીંમતે વેચી નાંખે તો જાયઝ છે.

૫ મસઅલો. એક લુગડું એક રૂપીયે ખરીદ કીધું. ફરી ચાર આના દઈને તેને રંગાવ્યું, અથવા ધોવડાવ્યું, કે સીવડાવ્યું. ત્યારે એમ સમજાશે કે સવા રૂપીયે તેણે ખરીદ કીધું છે. તેથી કરીને હવે સવા રૂપીયો તેની ખરીદ કીંમત જાહેર કરીને નફો લેવો દુરસ્ત છે. પણ એમ નહીં કહે કે સવા રૂપીયે મેં ખરીદ કીધું છે, પણ કહે કે એ ચીજ સવા રૂપીયે મને પડતર છે, જેથી જુઠું બોલાય નહીં.

૬ મસઅલો. એક બકરી ચાર રૂપીએ ખરીદ કીધી. ફરી એક મહિનો રાખી અને એક રૂપીઓ તેની ખોરાકી પર ખરચ થયો. ત્યારે હવે પાંચ રૂપીઆ તેની અસલ ખરીદ કીંમત જાહેર કરીને નફો લેવો દુરસ્ત છે. પણ જો તે દૂધ દેતી હોય તો જેટલું દૂધ દીધું હોય તેટલું ઘટાડીને કેહવું પડશે. જેમકે એક મહિનામાં આઠ આનાનું દૂધ દીધું હોય તો હવે ખરીદ કીંમત સાડા ચાર રૂપીઆ જાહેર કરે. અને કહે કે આ સાડાચાર રૂપીયે મને પડવા ગઇ છે. ઓરતોને આ મસઅલાઓની

વધારે જરૂર પડતી નથી તેથી અમે બીજા એવા મસઅલા બયાન કરતા નથી.

## વ્યાજુ લેણદેણનું બયાન.

વ્યાજુ લેણદેણનો ભારે ગુનો છે. કુરઆને શરીફ અને હદીસે શરીફમાં એની બહૂ બુરાઇ અને એનાથી બચવાની મોટી તાકીદ આવેલી છે. હઝરત રસૂલુલ્લાહે (સલ) વ્યાજ દેનાર અને વ્યાજ લેનાર અને વચ્ચે પડી વ્યાજ અપાવનાર, વ્યાજુ દસ્તાવેજ લખનાર અને તેના ગવાહ, શાહેદો વિગેરે સૌ ઉપર લઅનત કીધી છે. અને આપે (સલ) ફરમાવ્યું છે કે વ્યાજ દેનાર અને લેનાર ગુનાહમાં સરખાજ છે. તેથી એ કામથી બહુજ બચવું જોઇએ. એના મસઅલા ઘણાજ બારીક છે. નાની નાની વાતોમાં વ્યાજનો ગુનો થઈ જાય છે, અને અજાણ લોકોને લેશ બરાબર પણ ખબર પડતી નથી કે શું ગુનો થયો. અમે ઘણાજ જરૂરી મસઅલાઓ અહીં બયાન કરીએ છીએ લેણદેણની વખતે હમેશ તેઓપર ધ્યાન રાખશો.

૧ મસઅલો. હિંદુસ્તાનના રિવાજ મૂજબ સૌ ચીજો ચાર તરેહની છે. (૧) પોતે સોનું કે ચાંદી, અથવા તેઓ બંનેમાંથી એક ચીજની બનેલી ચીજ, (૨) એ શિવાય બીજી તે ચીજો જે તોલીને વેચાય છે. જેવી કે અનાજ, લોઢું, ત્રાંબું, રૂ, તરકારી વિગેરે (૩) તે ચીજ જે ગજ (કે વાર) થી માપીને વેચાય છે. જેવું કે કપડું (૪) તે ચીજો કે જે ગણત્રીથી વેચાય છે. જેવી કે ઈંડાં, કેરીઓ, જમરૂખ, નારંગી, બકરી, ગાય, ઘોડા વિગેરે એ સૌનો હુકમ જુદો જુદો સમજી લેશો.

૨ મસઅલો. ચાંદી કે સોનું ખરીદવાની ઘણી રીતો છે. એકતો એકે ચાંદીને ચાંદીના બદલામાં અને સોનાને સોનાના બદલામાં ખરીદ કીધું. જેમકે એક રૂપીઆની ચાંદી ખરીદવી છે, અથવા આઠ આનાની ચાંદી ખરીદ કીધી અને તેની કીંમતમાં આઠઆની દીધી. અથવા ગેણી દઈને સોનું ખરીદયું મતલબ એકે બંને તરફ એકજ તરેહની ચીજ છે, તો એવે વખતે બે વાતો વાજેબ છે. બંને તરફની ચાંદી કે સોનું વજનમાં બરાબર હોય, બીજું એ કે છુટા પડે તે અગાઉ બંને તરફથી લેણદેણ થઈ જવું જોઈએ. ઉધાર કંઈ પણ બાકી રહે નહિ જો એ બંને વાતો માંથી એકવાત પણ રહી ગઇતો વ્યાજ થઈ ગયું જેમકે એક રૂપીઆની ચાંદી તમે લીધી તો વજનમાં બરાબર એક રૂપીઆ ભારજ હોવી જોઇએ. જો એક રૂપીઆ ભારથી ઓછી લીધી અથવા વધારે લીધી તો એ વ્યાજ થઇ ગયું. તેવીજ રીતે તમે રૂપીયો તો દઈ દીધો પણ તેને ચાંદી હજી દીધી નથી. તમારી પાસેથી ગયા બાદ થોડી વાર પછી આપવાનો વાયદો કીધો અથવા તેમજ તમે હજી રૂપીયો દીધો નહિ પણ ચાંદી ઉધાર લઇ લીધી તો એ પણ વ્યાજ છે.

૩ મસઅલો. બીજી તરેહ એ છે કે બંને તરફ એકજ જાતની ચીજો નથી. પણ એક તરફ ચાંદી અને બીજી તરફ સોનું છે. તેનો હુકમ એ છે કે વજનમાં બંને તરફ બરાબર હોવું જરૂરી

નથી. એક રૂપીયાનું ગમે તેટલું સોનું આવે જાયઝ છે. તેમજ એક ગેણીની ગમે તેટલી ચાંદી આવે જાયઝ છે. પણ (વેચનાર અને ખરીદનાર) છુટા પડે તે અગાઉ લેણુદેણુ ખલાસ થઈ જવું જોઇએ. કંઇ પણ ઉધાર રહી જવું જોઇએ નહિ. જેમ હમણા ઉપર બયાન થયું તેમ અહીં પણ વાજેબ છે.

૪ મસઅલો. બજારમાં ચાંદીનો ભાવ ઘણો વધારે છે. અઢાર આનાની રૂપીઆ ભાર ચાંદી મલે છે. રૂપીયાની રૂપીયા ભાર કોઇ દેતું નથી. ચાંદીનું ઘરેણું ઘણુંજ ઉમદા બનેલું છે. અને દસ રૂપીયા ભાર તેનું વજન છે. પણ બાર રૂપીયાથી ઓછા ભાવમાં મળી શકતું નથી. ત્યારે વ્યાજથી બચવાની રીત એ છે કે રૂપીયાથી ખરીદ કરે નહિ, પણ પૈસાઓથી ખરીદ કરે. અને જો વધારે લેવી હોય તો ગેણીયોથી ખરીદ કરો. એટલે અઢાર આનાના પૈસાના બદલામાં એક રૂપીયા ભાર ચાંદી ખરીદ કરો. અથવા કંઇ પાવલી બે આનીઓ એટલે પૂરેપૂરી રૂપીયાની નહીં હોય અને કેટલાક પૈસા દઇને ખરીદો તો ગુનો થશે નહિ. પણ નગદ એક રૂપીયો બે આનાના પૈસા દેશો નહિ, નહિ તો વ્યાજ થઈ જશે. તેમજ જો આઠ રૂપીયાભાર ચાંદી નવ રૂપીયામાં લેવી મનજુર હોય તો સાત રૂપીયા અને ચૌદ આનાની પાવલી બેઆનીઓ એને અઢાર આનાના પૈસા દેશો તો ચાંદીના બદલામાં તો તેટલીજ ચાંદી આવી અને જેટલી બાકી રહી તેટલી તે પૈસાના બદલામાં આવી ગઇ. જો આઠ રૂપીયા અને એક રૂપીયાના પૈસા દેશો તો ગુનાથી પોતાને બચાવી શકશો નહિ. કેમકે આઠ રૂપીયાના બદલામાં આઠ રૂપીયા ભાર ચાંદી હોવી જોઇએ, હવે આ પૈસા (વધારાના) કેવા ? તેથી તે વ્યાજ ગણાશે. મતલબ એકે એટલું હમેશ યાદ રાખો કે જેટલી ચાંદી લીધી છે તમે તેનાથી ઓછી ચાંદી દીઓ અને બાકીના પૈસા દીઓ જો પાંચ રૂપીઆભાર ચાંદી લીઓ તો પુરા પાંચરૂપીઆ દેશો નહીં, જો દસ રૂપીયાભાર ચાંદી લીધી હોય તો દસ રૂપીયા દેશો નહિ ઓછા દીઓ અને બાકીને વાસ્તે પૈસા દીઓ, તો વ્યાજ થશે નહીં. અને સાથે એ પણ યાદ રાખશો કે કદી એમ કીંમત નહીં ઠેરવો કે નવ રૂપીયાની એટલી ચાંદી દીઓ. પણ એમ કહો કે સાત રૂપીયા અને બે રૂપીયાના પૈસાના બદલામાં ચાંદી દીઓ. અને જો તેમ કહેશો તો ફરી વ્યાજ થઇ જશે. ખૂબ સમજી લેશો.

૫ મસઅલો. જો બંને વેચનાર અને ખરીદનાર રાજી થઇ જાય તો એક સહેલ કામ એ છે કે જે તરફ ચાંદી વજનમાં કમી હોય તે તરફ પૈસા શામેલ કરવા જોઇએ.

૬ મસઅલો. અને વળી એના કરતાં પણ એક વધારે સેહલ વાત એ છે કે બંને માણસો ગમે તેટલા રૂપીયા મુકે અને ગમે તેટલી ચાંદી મુકે અને બંને માણસો એક એક પૈસો પણ શામેલ કરી દીએ. અને કહે કે આ ચાંદી અને આ પૈસાને અમે આ રૂપીયા અને આ પૈસાના બદલામાં લઇએ છીએ. ત્યારે તે સૌ ઝઘડાઓથી બચી જશો.

૭ મસઅલો. જો ચાંદી સસ્તી હોય અને એક રૂપીયાની દોઢ રૂપીયાભાર મળતી હોય. રૂપીયાની રૂપીઆભાર લેવામાં આપણને નુકશાન છે. તો તેને ખરીદવાની અને વ્યાજથી બચવાની રીત એ છે

કે કીંમતમાં કેટલાક પૈસા જરૂર મેળવી દેવા. ઓછામાં ઓછા બે આના કે એક આનાના પૈસા કે એક સવાકોજ. જેમકે દસ રૂપીયાની ચાંદી પંદર રૂપીયાભાર લીધી ત્યારે નવ રૂપીયા અને એક રૂપીયાના પૈસા દઈ દીઓ. અથવા બે આનાનાજ પૈસા દઈ દીઓ. બાકીના રૂપીઆ અને પાવલી બેઆનીઓ દીઓ. જેથી સમજાશે કે ચાંદીના બદલામાં તેની બરાબર ચાંદી લીધી અને બાકી તમામ ચાંદી એ પૈસાના બદલામાં છે. એવી રીતે ગુનો થશે નહીં. અને તે વાત અહિં પણ જરૂર ધ્યાનમાં રાખો કે એમ કહેશો નહીં કે આ રૂપીઆની ચાંદી દીઓ. પણ એમ કહો કે નવ રૂપીયા અને રૂપીયાના પૈસાના બદલામાં આ ચાંદી દીઓ. મતલબ એ કે જેટલા પૈસા શામેલ કરવા મનઝુર હોય લેણદેણ કરતી વખતે તેઓને સાફ કહી બતલાવો. નહિ તો વ્યાજથી બચાવ થશે નહીં.

૮ મસઅલો. ખોટી અને ખરી ચાંદી દઈને સારી ચાંદી લેવી છે. અને સારી ચાંદી તેની બરાબર મળી શકતી નથી. ત્યારે એમ કરો કે આ ખરાબ ચાંદીને વેચી નાંખો. જે કીંમત આવે તેની સારી ચાંદી ખરીદી લીઓ. અને વેચવામાં અને ખરીદવામાં એજ કાયદાનો વિચાર રાખો કે જે ઉપર બયાન થયો. અહીં પણ બંને માણસો એક એક પૈસા શામેલ કરીને વેચો અને ખરીદો.

૯ મસઅલો. ઘણી ઓરતો કીનારીવાલા પાસેથી સાચો ગોટો, કિનારી, ફીત વિગેરે ખરીદે છે. તેમાં પણ એ મસઅલાઓનું ધ્યાન રાખો. કેમકે તે પણ ચાંદી છે. અને ચાંદીનો રૂપીયો તેના બદલામાં આપવામાં આવે છે. અહિં પણ સેહેલી વાત એજ છે કે બંને તરફ અકેક પૈસો મેળવી લેવાય.

૧૦ મસઅલો. જો ચાંદી કે સોનાની બનેલી કોઇ એવી ચીજ ખરીદ કીધી કે જેમાં ફકત ચાંદીજ છે. અથવા ફકત સોનુંજ છે, બીજું કંઇ નથી તો તેનો પણ એજ હુકમ છે કે સોનાની ચીજ જો ચાંદી કે રૂપીયાથી ખરીદ કરે અથવા ચાંદીની ચીજ ગેણીથી ખરીદ કરે તો વજનમાં ગમે તેટલી હોય જાયઝ છે. ફકત એટલું ધ્યાન રાખે કે તેજ વખતે લેણદેણ થઇ જાય. કોઈને માથે કંઇ બાકી રહે નહિ. અને જો ચાંદીની ચીજ રૂપીયાઓથી અને સોનાની ચીજ ગેણીઓથી ખરીદ કરે તો વજનમાં બરાબર હોવી વાજેબ છે. જો કોઇ તરફ કંઇ વધ ઘટ હોય તો તેજ રીતે ખરીદ કરો કે જે ઉપર બયાન થઇ.

૧૧ મસઅલો. અને જો કોઇ એવી ચીજ હોય કે ચાંદી ઉપ્રાંત તેમાં બીજું પણ કંઈ છે. જેમકે દાણીયામાં લાખ ભરેલી છે. અથવા વીંટીમાં નંગ જડેલા છે, અથવા દાણીયાઓમાં લાખ તો ભરેલી નથી પણ તાગામાં ગુંથેલા છે. એ ચીજને રૂપીઆથી ખરીદી તો જુઓ કે તેમાં કેટલી ચાંદી છે. બરાબર તેટલાજ રૂપીયાની છે કે જેટલે રૂપીએ તમે ખરીદ કીધા છે અથવા તેથી ઓછી કે વધારે છે. જો રૂપીઆઓની ચાંદીથી તે ચીજની ચાંદી (વજનમાં) ખરેખાત ઓછી હોય તો એ લેણદેણ જાયઝ છે. અને જો બરાબર કે વધી ગઈ તો વ્યાજ થઈ ગયું. અને તેથી બચવાની તેજ રીત છે કે જે બયાન થઇ (અને તે એ છે) કે કીંમતની ચાંદી તે ઘરેણાની ચાંદી કરતાં ઓછી રાખો. અને

બાકીના પૈસા મેળવી દીએ. અને તેજ વખતે લેણદેણ ખલાસ થઇ જવો એમાં પણ શરત છે.

૧૨ મસઅલો. પોતાની વીંટીથી કોઇ બીજાની વીંટી બદલી લીધી. ત્યારે જુઓ કે જો બંને પર નંગ જડેલા હોય તો દરેક રીતે એ બદલી લેવું જાયઝ છે. પછી બંને વીંટીની ચાંદી બરાબર હોય અથવા વધારે ઓછી હોય સૌ દુરસ્ત છે. અલબત બંને જણ એક સાથેજ બદલે એ જરૂરી છે. અને જો બંને વગર નંગની હોય તો વજનમાં બરાબર હોવી શરત છે. જો જરા પણ વધારે કે કમી હશે તો વ્યાજ થઇ જશે. જો એક પર નંગ હોય અને બીજી સાદી હોય તો જો સાદીમાં ચાંદી (પેલી નંગવાળી વીંટી કરતાં) વધારે હોય તો એ બદલવું જાયઝ છે. નહિ તો હરામ છે અને વ્યાજ છે. તેમજ જો તેજ વખતે બંને તરફથી લેણદેણ નહિ થયો. એકે તો હમણાં દીધી અને બીજાએ થોડી વાર રહીને દેવાને કહ્યું તો અહીં પણ વ્યાજ થઇ જશે.

૧૩ મસઅલો. જે મસઅલાઓમાં તેજ વખતે લેણદેણ થઈ જવું શરત છે તેની મતલબ એ છે કે બંને એક બીજાથી (વાતચીત કરીને) જુદા થાય (છુટા પડે) તે પહેલાંજ લેણદેણ થઇ જવું જોઇએ. જો એક માણસ બીજાથી જુદો પડયો તે પછી લેણદેણ થયું તો એ વાત માતબર નથી. એ પણ બ્યાજમાં દાખલ ગણાશે. જેમકે તમે દસ રૂપીયાની ચાંદી કે સોનું અથવા ચાંદી કે સોનાની કોઇ ચીજ સોનીથી ખરીદ કીધી. તો તમને જોઇએ કે રૂપીયા તેજ વખતે દઈ દીએ. અને તેને જોઇએ કે તે ચીજ તેજ વખત દઇ દીએ. જો સોની ચાંદી પોતાની સાથે નહિ લાવ્યો અને કહ્યું કે હું ઘેર જઇને હમણાં મોકલી દઇશ તો એ જાયઝ નથી. પણ તેને જોઈએ કે અહીંજ મંગાવી દીએ. અને તે મંગાવી આપે ત્યાં સુધી ખરીદનાર પણ ત્યાંથી ખસે નહીં. અને તેને પણ કેથે જવા દે નહીં. જો તે કહે કે તમે મારી સાથે ચાલો હું ઘર પહોંચીને દઈ દઇશ તો તે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેની સાથેજ બરાબર રહેવું જોઇએ. જો તે (ઘરની) અંદર ચાલ્યો ગયો, અથવા કોઇ બીજી રીતે છુટો પડયો તો ગુનો થશે અને તે બેઅ ના જાયઝ થઈ ગઇ. હવે ફરીથી વાતચીત ભાવતાલ કરવો જોઇએ.

૧૪ મસઅલો. ખરીદ કીધા પછી તમે ઘરમાં આવ્યા અથવા તે કેથે ચાલ્યો ગયો, અથવા પોતાની દુકાનમાંજ કોઇ કામને માટે ગયો અને (એવી રીતે) એક બીજાથી જુદા પડયા તો એ નાજાયઝ અને વ્યાજુ કારભાર થયો.

૧૫ મસઅલો. જો તમારી પાસે તે વખતે રૂપીયા નહિ હોય અને ઉધાર લેવા ચાહો તો તેની રીત એ છે કે જેટલી કીંમત તમને દેવી હોય તેટલા રૂપીયા તેનીજ પાસેથી કરજ લઇને તે ખરીદેલી ચીજની કીંમત બિલકુલ ચૂકવી દો. તમારે માથે ફકત કરજ રહી જશે. તે તમારી મરજીમાં આવે ત્યારે ચુકવશો.

૧૬ મસઅલો. એક [જરી] કાઢેલો દુપટો કે ટોપી દસ રૂપીયે ખરીદ કીધી ત્યારે જુઓ કે તેમાં કેટલા રૂપીયાભાર ચાંદી નીકળશે. જેટલા રૂપીયાભાર ચાંદી તેમાં હોય તેટલા રૂપીયા તેજ વખતે તેની પાસે ઉભા ઉભા દઇ દેવા વાજેબ છે.

બાકી રૂપીયા જ્યારે જોઇએ ત્યારે આપો. એજ હુકમ ઘરેણાં વિગેરે ખરીદ કરવામાં પણ છે. જેમકે પાંચ રૂપીયાનું ઘરેણું ખરીદયું અને તેમાં બે રૂપીયાભાર ચાંદી છે. તો બે રૂપીયા તેજ વખતે દઇ દીઓ બાકી રૂપીયા જ્યારે જોઇએ ત્યારે દેશો.

૧૭ મસઅલો. એક રૂપીયાના અથવા કેટલાક રૂપીયાના પૈસા લીધા, અથવા પૈસા દઈને રૂપીયા લીધા, તો એનો હુકમ એ છે કે બંને તરફથી ( તેજ વખતે ) લેણદેણ થઈ જવું જરૂરી નથી પણ એક તરફથી થઇ જવું બસ છે. જેમકે તમે રૂપીયો તો તેજ વખતે દઇ દીધો પણ તેણે પૈસા થોડી વાર પછી દીધા, અથવા તેણે પૈસા તેજ વખતે દઈ દીધા પણ તમે રૂપીયો છુટા પડયા પછી દીધો. તો એ દુરસ્ત છે. અલબત જો પૈસાની સાથે કંઇ પાવલી બેઆનીઓ પણ લીધી હોય તો એનું લેણદેણ બંને તરફથી તેજ વખતે થઈ જવું જોઇએ, કે તે રૂપિયો દીએ અને એ પાવલી બેઆનીઓ દઇદીએ. પણ યાદ રાખો કે પૈસાનું મઝકૂર હુકમ તેજ વખતે છે કે જ્યારે દુકાનદાર પાસે પૈસા હોયતો ખરા પણ કોઇ સબબથી તે આપી શકતો નથી. અથવા તેને ઘેર છે ત્યાં જઇને લાવી દેશે. અને જો પૈસા નહિ હતા અને તેણે કહયું કે જ્યારે માલ વેચાઇ જાય અને પૈસા આવે ત્યારે લઇ જશો અથવા કેટલાક પૈસા હમણા દીધા અને બાકીને વાસ્તે કહયું કે જયારે વિકરી થાય અને પૈસા આવે ત્યારે લઇ જશો, એ દુરસ્ત નથી. અને ઘણું કરીને પૈસા હાજર નહીં હોવાથીજ એમ ઉધારનું કામ ચાલે છે. તેથી કરીને સારૂં તો એજ છે કે તદન ઉધારના પૈસા છોડેજ નહિ. અને જો કદી એવી જરૂરજ પડે તો એમ કરે કે જેટલા પૈસા મૌજૂદ હોય તેટલા કરજ લઈ લીએ અને રૂપીયો અનામત મુકે. જયારે સૌ પૈસા દઇ દીએ ત્યારે બેઅ કરી લીએ.

૧૮ મસઅલો. જો અશરફી (ગેણી) દઇને રૂપીયા લીધાતો બંને તરફથી લેણદેણ સામસામી થઇજવું (તેજ વખતે) વાજેબ છે.

૧૯ મસઅલો. ચાંદી સોનાની ચીજ, રૂપીયા કે ગેણી દઇને ખરીદ કીધી. અને એવી શરત કીધી કે એક દિવસ કે ત્રણ દિવસ સુધીમાં અમને લેવાનો કે નહિ લેવાનો અખત્યાર છે. તો એમ જાયઝ નથી. એવા મામલામાં આવો કોલ કરાર કરવો નહિ જોઇએ.

## તોલીને વેચાતી ચીજોનું બયાન.

૧ મસઅલો. હવે તે ચીજોનું બયાન સાંભળો કે જે તોલીને વેચાય છે. જેવી કે અનાજ, ગોશ, લોઢું, તાંબુ, તરકારી, મીઠું વિગેરે એવી તરેહની ચીજોમાંથી જો એક ચીજને તેજ તરેહની ચીજથી વેચવું અને બદલવું મંજૂર હોય, જેમ કે એક તરેહના ઘઉં દઇને બીજી તરેહના ઘઉં લીધા અથવા એક તરેહનું ભાત દઇને બીજી તરેહનું ભાત લીધું, અથવા લોટ (આટા) ના બદલામાં લોટ લીધો, અથવા એવીજ રીતે કોઇ બીજી ચીજ લીધી, મતલબ કે બંને તરફ એકજ તરેહની ચીજ છે, તો તેમાં પણ તેને બંને વાતોનું ધ્યાન રાખવું વાજેબ છે (૧) બંને તરફ વજન સરખુંજ હોય જરા પણ વધઘટથી વ્યાજ થઈ જશે (૨) તેજ વખતે હાથોહાથ બંને તરફથી લેણદેણ અને કબજો થઈ જાય. જો કબજો નહિ થાય તો ઓછામાં ઓછું એટલું તો જરૂર થાય કે બંને ઘઉં

જુદા કરીને રાખી દેવાય. તમે તમારા ઘઉં તોલ્યા પછી જુદા મુકી દીઓ " કે જુઓ આ મુકેલા છે જ્યારે તમારી મરજીમાં આવે ત્યારે લઈ જજો" તેવીજ રીતે તેણ પોતાના ઘઉં તોલીને જુદા મુકી દીએ અને કહી દીએ કે "આ તમારા જુદા મુકેલા છે જ્યારે જોઇયે ત્યારે લઇ જશો." જો એમ પણ નહિ કીધું અને એક બીજાથી (વાત કરીને) જુદા પડી ગયા તો વ્યાજનો ગુનો થયો.

૨ મસઅલો. ખરાબ ઘઉં દઇને સારા ઘઉં લેવા છે, અથવા ખરાબ લોટ (આટો) દઈને સારો લોટ લેવો છે. અને તેથી, તેને સરખે ભાર તો કોઇ દેશે નહિ. ત્યારે વ્યાજથી બચવાની રીત એ છે કે આ ઘઉં કે લોટને વેચી નાંખો કે " અમે આટલો લોટ બેઆને વેચી નાંખ્યો " પછી તેજ બેઆનાના બદલામાં તે માણસ પાસે તે સારો લોટ લઇ લીઓ. એ જાયઝ છે.

૩ મસઅલો. અને જો એવી ચીજોમાં જે તોલીને વેચાય છે એકજ તરેહની ચીજ નહિ હોય; જેમકે ઘઉં દઈને ભાત લીધો, અથવા જો, ચણા, જુવાર, મીઠું, ગોશ્ત, તરકારી વિગેરે કોઇબીજી ચીજ લીધી, મતલબ કે એક તરફ એકતરેહની ચીજ છે અને બીજી તરફ બીજી તરેહની. બંને તરફ એકજ ચીજ નથી. ત્યારે એવી હાલતમાં બંનેનું વજન બરાબર હોવું વાજેબ નથી. એક સેર ઘઊં દઇને જોઇએ તો દસ સેર ભાત વિગેરે લઈ લીઓ. અથવા નો ટાંકજ લઈ લો, સૌ જાયઝ છે. અલબત તે બીજી વાત અહિં પણ વાજેબ છે કે જ્યારે બંને સામસામા હોય તેજ વખતે બંને તરફથી આ લેણુદેણુ થઇ જવું જોઇએ. અથવા ઓછામાં ઓછું એટલું થાય કે બંનેની ચીજો જુદીજુદી કરીને મુકી દેવાય. જો એમ કરવામાં નહિ આવશે તો વ્યાજનો ગુનો થશે.

૪ મસઅલો. તરકારીવાલી પાસેથી એક સેર ચણાના બદલામાં કોઇ તરકારી લીધી. ફરી ચણા લાવવા સારૂ કોઠડીમાં જવું પડયું, અને તે જગ્યાથી ખસી ગઈ, તો એ (બૈઅ) નાજાયઝ અને હરામ છે. હવે ફરીથી વાતચીત કરવી પડશે.

૫ મસઅલો. જો એવી તરેહની ચીજ જે તોલીને વેચાય છે. રૂપીયા અથવા પૈસાઓથી ખરીદ કીધી, અથવા લુગડાં વિગેરે એવી ચીજથી અદલબદલ કીધી કે જે ચીજ તોલીને વેચાતી નથી, પણ ગજથી ભરીને અથવા ગણત્રીથી વેચાય છે, જેમકે કપડાનો એક તાકો દઇને ઘઉં વિગેરે લીધા, અથવા ઘઉં કે ચણા દઇને જમરૂખ, નારંગી, સેફ, ઈંડાં વિગેરે એવી ચીજ લીધી કે જે ગણીને વેચાતી હોય મતલબ કે એક તરફ એવી ચીજ છે જે તોલીને વેચાય છે, અને બીજી તરફ ગણત્રીથી અથવા ગજથી ભરીને વેચાતી ચીજ છે. ત્યારે એવી હાલતમાં મચકુર બે વાતોમાંથી કોઇ વાત પણ વાજેબ નથી. એક પૈસાના ગમે તેટલા ઘઊં, આટો (લોટ), તરકારી ખરીદ કરે. અથવા લુગડું દઇને ગમે તેટલું અનાજ લીએ. ઘઉં, ચણા વિગેરે દઈને ગમે તેટલા જમરૂખ, નારંગી, વિગેરે લીએ. અને ગમેતો તેજ જગ્યાએ (જ્યાં લેણુદેણુની વાત ચીત થઈ હોય ત્યાંજ) બંને ચીજો લેવાય દેવાય અથવા એક બીજાથી જુદા પડયા પછી. દરેક રીતે એ બૈઅ જાયઝ છે.

૬ મસઅલો. એક તરફ ચાળેલો લો-

ટ [આટો] છે અને બીજી તરફ વગર ચાળેલો, અથવા એક તરફ જાડો (દળેલો) અને બીજી તરફ ઝીણો (દળેલો) લોટ છે. ત્યારે અદલબદલ કરતી વખતે એ બંનેનું વજનમાં બરાબર હોવું પણ વાજેબ છે. વધઘટ જાયઝ નથી. જો જરૂરનુંજ વખત આવી પડે તો એની તેજ રીત છે કે જે ઉપર બયાન થઇ (કે વેચી નાંખી તેના પૈસાના બદલામાં જોઇતો લોટ લીએ). અને જો એક તરફ ઘઉંનો લોટ અને બીજી તરફ જુવાર કે ચણાનો લોટ છે, ત્યારે હવે તે બંનેનું વજનમાં સરખું હોવું વાજેબ નથી (કેમકે અગરજો બંને તોલીને વેચાતી ચીજો છે પણ એકજ જાતની નથી. ચણા જુદી ચીજ છે અને ઘઉં જુદી ચીજ છે). પણ તે બીજી શરત પૂરી થવી દરેક હાલતમાં વાજેબ છે કે બંનેની રૂબરૂમાં (એકજ ઠેકાણે) લેણદેણ થઇ જાય.

૭ મસઅલો. ઘઉંને લોટથી બદલવું કોઈ પણ રીતે જાઝ નથી. ગમેતો શેર ઘઉં દઇને એક શેરજ લોટ લેવાય, અને ગમે તો કંઇ ઓછું વધતું લીઓ. દરેક હાલતમાં તે નાજાયઝ છે. અલબત જો ઘઉં દઇને ઘઉંનો લોટ લીધો નહીં, પણ ચણા વિગેરે બીજા કોઇ દાણાનો લોટ લીધો તો જાયઝ છે. પણ તેમજ એક બીજાની રૂબરૂમાંજ.

૮ મસઅલો. રાઇ દઇને રાઇનું તેલ લીધું અથવા તલ દઇને મીઠું તેલ લીધું ત્યારે જુઓ કે જે તેલ તમે લીધું છે તે પેલા તલકે રાઇમાંથી કાઢવાથી જે તેલ નીકળે તેના કરતાં ખરેખર વધારેજ છે ત્યારેતો એ બદલવું હાથોહાથ જાયઝ છે. અને જો તેના કરતાં ઓછું કે સરખું થાય. અથવા એવો શક થાયકે રખેને તેના કરતાં વધારે નહિ થશે તો દુરસ્ત નથી પણ બ્યાજ છે.

૯ મસઅલો. ગાયનું ગોશ દઇને બકરાનું ગોશ લીધું તો બંનેનું વજનમાં બરાબર હોવું વાજેબ નથી. વધઘટ જાય છે પણ હાથોહાથ હોય.

૧૦ મસઅલો. પોતાનો લોટો દઇને બીજાનો લોટો લીધો અથવા લોટાને પતેલી વિગેરે બીજા કોઇ વાસણ સાથે બદલ્યો તો વજનમાં બંનેનું સરખા હોવું અને હાથોહાથ એ મામલો થઇ જવો શરત છે. જો જરા પણ વધઘટ થઇ તો બ્યાજ થઇ ગયો. કેમકે બંને ચીજો તાંબાની છે તેથી તે એકજ જાતની ગણાશે. તેમજ વજનમાં તો બરાબર થઇ પણ હાથોહાથ નહિ બદલાઈ ત્યારે પણ બ્યાજ થશે. અલબત જો એક તરફ તાંબાનું વાસણ હોય અને બીજી તરફ લોઢાનું કે પીત્તળનું હોય તો વજનમાં વધઘટ જાયઝ છે. પણ હાથોહાથ થવું જોઇએ.

૧૧. મસઅલો. કોઈની પાસેથી એક સેર ઘઉં ઉછીના લીધા. અને એમ કહ્યું કે અમારી પાસે ઘઉં તો મળે નહીં અમે એના બદલમાં બસેર ચણા દઇ દેશું તો જાયઝ નથી. કેમકે એની મતલબ એ થઈ કે ઘઉંને ચણાથી બદલે છે. અને બદલતી વખતે બંને ચીજોનું તેજ વખતે લેણદેણ થઈ જવું જોઇએ. કંઇ પણ ઉધાર રહી જવું જોઈએ નહીં. જો કદાચ એવી જરૂર પડેતો એવી રીતે કરે કે ઘઉં ઉધાર લઇ જાય અને તે વખતે એમ નહીં કહે કે એના બદલમાં અમે ચણા દેશું. પણ કોઇ બીજી વખતે આવીને ચણા દઇ જાય અને કહે કે પેલા ઘઉંના બદલામાં તમે આ ચણા લઇ લો. તો એ જાયઝ છે.

૧૨ મસઅલો. આ જેટલા મસઅલા

બયાન થયા એમાં સૌનુ એકજ વખતે એક બીજાની રૂબરૂમાંજ હાથોહાથ લેણદેણ થઇ જવું જોઇએ, અથવા ઓછામાં ઓછું તેજ વખતે એક બીજાની રૂબરૂ બંને ચીજો જુદી કરીને મુકી દેવી શરત છે. જો એમ નહીં કરશે તો બ્યાજુ મામલો થશે.

## ભરીને અથવા ગણીને વેચાતી ચીજોનો હુકમ.

૧ મસઅલો. જે ચીજો તોલીને વેચાતી નથી પણ ગજથી ભરીને કે ગણત્રીથી વેચાય છે, તેઓનો હુકમ એ છે કે જો એકજ જાતની ચીજ દઇને તેજ જાતની ચીજ લઈલીએ જેમકે જમરૂખ દઇને બીજા જમરૂખ લીધા, અથવા નારંગી દઇને નારંગી લીધી. અથવા લુગડું દઇને બીજું તેવુંજ લુગડું લીધું તો (ભરવામાં કે ગણતીમાં) સરખા હોવું શરત નથી. વધઘટ જાયઝ છે. પણ તેજ વખતે લેણદેણ થઇ જવું વાજેબ છે. પણ જો એક તરફ એક ચીજ અને બીજી તરફ બીજી ચીજ, જેમકે જમરૂખ દઈને નારંગી લીધી અથવા ઘઉં દઇને જમરૂખ લીધા અથવા મલમલ દઇને ખાદી કે ગવન લીધું તો દરેક રીતે જાયઝ છે. બંનેનું (ભરવામાં) બરાબર હોવું પણ વાજેબ નથી તેમજ તેજ વખતે હાથોહાથ લેવુંદેવું પણ વાજેબ નથી.

૨ મસઅલો. એ સૌનો ખોલાસો એ છે કે સોના ચાંદી જો બંને તરફ એકજ ચીજ હોય અને તે ચીજ તોલીને વેચાતી હોય જેમકે ઘઉંના બદલામાં ઘઉં અને ચણાના બદલામાં ચણા વિગેરે. ત્યારે તો વજનમાં બરાબર હોવું પણ વાજેબ છે. અને તેજ વખતે એક બીજાની હાજરીમાં હાથોહાથ લેવું દેવું થઇ જવું વાજેબ છે. અને જો બંને તરફ એકજ ચીજ છે, પણ તે તોલીને વેચાતી નથી, જેમકે જમરૂખ દઇને જમરૂખ અને નારંગી દઇને નારંગી, લુગડું દઈને તેવુંજ લુગડું લીધું, અથવા એક તરફથી એક ચીજ છે અને બીજી તરફ બીજી ચીજ છે, પણ બંને તોલીને વેચાતી હોય જેમકે ઘઉંના બદલામાં ચણા અને ચણાના બદલામાં જુવાર લેવી; ત્યારે મચકુર બંને હાલતોમાં વજનમાં બરાબર હોવું વાજેબ નથી વધઘટ જાયઝ છે. અલબત તેજ વખતે લેણદેણ થઇ જવું વાજેબ છે. અને જયાં બંને વાતો નહોય એટલે બંને તરફ એકજ ચીજ નથી, આ તરફ જુદી ચીજ છે અને પેલી તરફ જુદી ચીજ છે, અને તે બંને તોલીને વેચાતી પણ નથી, ત્યાં વધઘટ પણ જાયઝ છે. અને એકજ વખતે લેણદેણ થઇ જવું પણ વાજેબ નથી, જેમકે જમરૂખ દઈને નારંગી લેવી.

૩ મસઅલો. ચીનીનું એક વાસણ ચીનીના બીજા વાસણ સાથે બદલી લીધું અથવા ચીનીને તાંબચીની (એનામલ્ડ) થી બદલ્યું તો એમાં વજનમાં સરખા હોવું વાજેબ નથી. એકના બદલામાં બે લીએ તોપણ જાયઝ છે. એવીજ રીતે એક સોય દઇને બે ત્રણ ચાર સોય લેવી પણ જાયઝ છે. પણ જો બંને તરફ ચીની અથવા બંને તરફ તાંબચીની હોયતો તે વખતે તેજ ઠેકાણે રૂબરૂમાં લેણદેણ ખલાસ થઇ જવું વાજેબ છે. જો જાત બદલાઈ જાય જેમકે ચીનીની સાથે તાંબચીની બદલી તો એ પણ વાજેબ નથી.

૪ મસઅલો. તમારી પાસે તમારી પાડોસણ આવી (અને કહયું) કે તમે જે એક સેર લોટની રોટલીઓ રાંધી છે તે અમને દઇ દીઓ (કેમકે) અમારે ત્યાં

પરોણા આવ્યા છે. અને આ સેર કે સવા સેર લોટ કે ઘઉં લઇ લીઓ. અથવા (એમ કહયું કે) હમણા રોટલી દઇ દીઓ ફરી અમારી પાસેથી લોટ કે ઘઉં લઈ લેશો તો એ દુરસ્ત છે.

૫ મસઅલો. જો નોકર ચાકરથી કોઇ ચીજ મંગાવો તો તેને સારી પેઠે સમજાવી દીઓ, કે એ ચીજને એવી રીતે ખરીદી લાવજો. કદાચ એમ નહિ થાય કે તે ગેરકાયદે ખરીદી લાવે જેમાં વ્યાજ થઇ જાય. ફરી તમે અને તમારૂં કુટુંબ સૌ તેને ખાય, અને હરામ ચીજ ખાવાની સજામાં સૌ ફંસી જાય. અને જેને જેને તમે ખવાડો જેમકે ધણી ધણીયાણીને અથવા ધણીયાણી ધણીને અથવા પરોણાને તો તે સૌનો ગુનો તમારે માથે પડે.

## સલમ બૈઅનું બયાન.

૧ મસએલો. પાક કપાય તે પેહલાં અથવા તે પછી કોઈને દસ રૂપીયા દીધા અને એમ કહયું કે બે મહિના કે ત્રણ મહિના પછી ફલાણા મહિનામાં ફલાણી તારીખે અમે તમારાથી આ દસ રૂપીયાના ઘઉં લેશું. અને ભાવ તેજ વખત ઠેરવી લીધો કે રૂપીઆના પંદર સેર કે રૂપીયાના ૨૦ સેરને હિસાબે લેશું તો એ બૈઅ દુરસ્ત છે. જે મહિનાનો વાયદો કીધો હોય તેજ મહિનામાં તેને તેજ ભાવથી ઘઉં દેવા પડશે. પછી બજારમાં ગમે તો મોંઘા વેચાતા હોય કે સસ્તા. બજાર ભાવ (તેવખતે) કંઇ પણ માતબર નથી. અને એ બૈઅને **સલમ** કહે છે. પણ તેની દુરસ્ત થવાની કેટલીક શરતો છે. તેને બહુ ધ્યાન દઇને સમજોઃ—(૧) ઘઉં વિગેરેની વાત એવી ચોખી રીતે ખુલ્લે ખુલ્લી કરી લીએ કે જેથી લેતી વખતે બંનેમાં કોઈ તરેહનો ઝઘડો થાય નહિ. જેવી રીતે કે ફલાણી જાતનાં ઘઉં દેજો. ઘઉં બહુ પાતળા નહોય. અંદર કાંકરી વધારે ભેળેલી નહીં હોય. ખરાબ હોય નહીં. તેમાં કોઈ બીજી ચીજ વટાણા વિગેરે ભેળેલી નહિ હોય. સારા સુકાયલા હોય. ભીંજેલા નહીં હોય.

મતલબ એ કે જેવી ચીજ લેવી હોય તેવી બતલાવી દેવી જોઇએ, જેથી તે વખતે કંકાસ થાય નહિ. જો તે વખતે એટલુંજ કહી દીધું કે દસ રૂપીયાના ઘઉં દઇ દેજો તો એ નાદુરસ્ત છે. અથવા એમ કહ્યું કે દસ રૂપીયાનો ભાત દઇ દેશો અથવા ચોખા દઈ દેશો, પણ તેની જાતી કંઈ બતલાવી નહિ (કે કઇ જાતના) તો એ સૌ નાજાયઝ છે. (૨) ભાવ પણ તેજ વખતે ઠેરવી લેવો જોઇએ. કે રૂપીયાના પંદર સેર કે વીસ સેરના ભાવે લેશું જો એમ કહ્યું કે તે વખતના બજાર ભાવે અમને દેશો, અથવા તેથી બસેર વધારે દેશો તો એ જાયઝ નથી. બજાર ભાવને જરા પણ માતબર ગણુશો નહિ. તેજ વખતે પોતાનો ભાવતાલ નક્કી કરી લીઓ. અને તે વખત આવ્યાથી તેજ ઠેરવેલા ભાવથી લઈલો. (૩) જેટલા રૂપીયાના લેવાના હોવ તેટલા રૂપીયા તેજ વખતે કહી દીઓ. કે અમે દસના કે વીસ રૂપીયાના ઘઉં લેશું. જો એ બતાવ્યું નહીં અને એમજ ગોળગોળ કહી દીધું કે થોડા રૂપીયાના અમે પણ લઈ લેશું, તો એ નાજાયઝ છે.

(૪) તેજ વખતે તેજ ઠેકાણે સૌ રૂપીયા દઇ દીએ જો ભાવતાલ કીધા પછી છુટા પડી ને ફરી રૂપીયા દીધા તો સોદો બાતેલ થઇ ગયો, હવે ફરીથી કરવું જોઇએ. એવીજ રીતે જો પાંચ રૂપીયા તો તેજ વખતે

દઇ દીધા અને પાંચ રૂપીયા બીજી વખતે દીધા તો પાંચ રૂપીઆ વાળી બૈઅ સલમ બાકી રહી અને ફરીથી દીધેલા પાંચ રૂપીયા વાળી બાતેલ થઇ ગઈ. (૫) પોતાની લેવાની મુદત ઓછમાં ઓછી એક મહિનો મુકર્રર કરે કે એક મહિના પછી ફલાણી તારીખે અમે ઘઉં લેશું મહિના કરતાં ઓછી મુદત મુકર્રર કરવી જાયેઝ નથી. અને ગમે તેટલી વધારે મુદત મુકર્રર કરે તો તે જાયઝ છે. પણ દહાડો તારીખ અને મહિનો સૌ મુકર્રર કરી લીઓ કે જેથી ઝઘડો થાય નહીં, તે કહે કે હું હમણા દેતો નથી, અને તમે કહો કે હું તો આજેજ લઇશ. તેથી કરીને પેહેલાંથીજ સૌ વાતનો ફેસલો કરી લેવો જોઇએ. જો વાર, તારીખ અને મહિનો મુકર્રર નહિ કીધો, અને કહી દીધું કે પાક તૈયાર થશે ત્યારે દઇ દેશો, તો એ દુરસ્ત નથી.

૬ એ પણ મુકર્રર કરી લીએ કે ફલાણે ઠેકાણે તે ઘઉં દેજો. એટલે એજ શેહેરમાં અથવા કોઇ બીજા શેહેરમાં. જ્યાં લેવું હોય ત્યાં પોંહચાડી દેવા કહે. અથવા એમ કહે કે મારે ઘેર પોંહચાડી દેજો. મતલબ એ કે જે વાત મંજુર હોય તે સાફ કહી દીએ. જો એમ ચોખું બતલાવશે નહીં તો નાદુરસ્ત છે. અલબત જો કોઇ એવી હલકી ચીજ હોય કે જેને લાવવા લઈ જવામાં કંઇ મજુરી લાગશે નહિ, જેમ કે કસ્તુરી ખરીદ કીધી અથવા સાચા મોતી અથવા બીજું કંઇ, તે લેવાની જગ્યા (કે ફલાણે ઠેકાણે લેશું) બતલાવવી જરૂર નથી. તે મળે ત્યાં તેને દઈ દીએ. જો એ શરતો મુજબ કીધું તો બૈઅ સલમ દુરસ્ત છે નહિ તો નાજાયઝ છે.

૨ મસઅલો. ઘઉં વિગેરે અનાજ ઉપ્રાંત જે ચીજો એવી હોય કે તેઓની હાલત બયાન કરીને (ભાવતાલ, જાતી વીગેરે) ઠેરવી લેવાય, કે જેથી લેતી વખતે કંઇ ઝગડો થવાની બીક રહે નહિ, તેઓની બૈઅ સલમ પણ જાયઝ છે. જેમકે ઇંડાં, ઈંટો, કપડું વીગેરે.

પણ સૌ વાતો પતી જવી જોઇએ કે એટલી મોટી ઇંટ હોય, એટલી લાંબી હોય, એટલી ચોડી હોય. કપડું સુત્રાઉ હોય, એટલું ઝીણું હોય, એટલું જાડું હોય, સ્વદેશી હોય, અથવા વિલાતી હોય. મતલબ એકે સૌ વાતો બતલાવી દેવી જોઇએ કોઇ તરેહનો ફેરફાર રહી જવો જોઈએ નહિ.

૩ મસઅલો. રૂપીયાની પાંચ ઘાંસડી કે પાંચ ટોપલિઓને હિસાબે ભુસો બૈઅ સલમની રીતે લેધો. ત્યારે એ દુરસ્ત નથી. કેમકે ઘાંસડી અને ટોપલીના પ્રમાણમાં ઘણો મોટો ફરક છે. અલબત જો કોઇ તરેહથી સૌ કંઇ ઠેરવી લીએ. અથવા વજનના હિસાબથી બૈઅ કરે તો દુરસ્ત છે.

૪ મસઅલો. સલમ (બૈઅ) દુરસ્ત હોવાની એક એ પણ શરત છે, કે જે વખત લેણદેણની વાતચીત કીધી હોય તે વખતથી લઇને વસૂલ કરે તે વખત સુધી તે ચીજ બજારમાં હમેશ મળી આવતી હોય. નહીં મળી આવે એવી નહોય. જો એ મચકૂર મુદત દરમ્યાન તે નહીં મળી આવે એવી થઇ જાય, કે જીલ્લાના બજારોમાં મળી આવે નહીં, અગરજો બીજા દેશથી ઘણી મુશકેલ વેઠીને મંગાવી શકે, તો તે બૈઅ સલમ બાતેલ થઈ ગઇ.

૫ મસઅલો. સોદો કરતી વખતે એવી શરત કીધી કે પાકની કપામણી થાય ત્યારે ફલાણા મહિનામાં અમે નવા ઘઉં લેશું, અથવા ફલાણા ખેતરના ઘઉં લેશું, તો

એ ખોટું છે. તેથી એવી શરત નહિ કરવી જોઇએ. ઠેરવેલા વખતપર તે (દેનાર)ને અખત્યાર છે. ગમે તો નવા દીએ અને ગમે તો જુના. અલબત્ત જો નવા કપાઇ ગયા હોય તો નવાની શરત કરવી પણ જાયઝ છે.

૬ મસઅલો. તમે દસ રૂપીયાના ઘઉં લેવાનો ઠરાવ કીધો હતો. તે મુદત ગુજરી ગઇ, એટલુંજ નહીં પણ વધારે વીતી ગઈ, અને તેણે હજી ઘઉં દીધા નથી, અને તે દીએ એવી આશા પણ નથી, તો હવે એમ કેહવું જાયઝ નથી કે ઠીક તમે ઘઉં નહિ દીઓ, અને તેના બદલામાં એટલા ચણા અથવા એટલું ભાત અથવા એટલી ફલાણી ચીજ દઇ દીઓ. ઘઉંના બદલામાં કોઈ પણ બીજી ચીજ લેવી જાયઝ નથી. તેને થોડી મુદત વધારે આપો અથવા પોતાના રૂપીઆ પાછા લઇ લીઓ. એવીજ રીતે બઅ સલમને જો બંનેએ તોડી નાંખી કે અમે તે ઠેરવેલો સોદો તોડી નાંખીએ છીએ, ઘઉં લેશું નહિ, અમારા રૂપીયા પાછા દઇ દીઓ, અથવા તમે તો તોડી નહિ પણ તે મામલો પોતેજ ટૂટી ગયો, જેમકે તે ચીજ (બજારમાં) નહીં મળી આવે એવી થઇ ગઇ, અને કોઈ ઠેકાણે મળતી નથી, તો એવી હાલતમાં તમને ફકત રૂપીયાજ લેવાનો અખત્યાર છે. તે રૂપીયાઓના બદલામાં બીજી ચીજ લેવી દુરસ્ત નથી. પેહલાં રૂપીયા લઈ લીઓ અને (રૂપીયા) લીધા પછી જે ચીજ તમે ચાહો તે તેની પાસેથી ખરીદી લીઓ.

## કરજ લેવાનું બયાન.

૧ મસઅલો. જે ચીજ એવી હોય કે તેવીજ ચીજ તમે દઇ શકતા હોવ તો તે ચીજનું કરજમાં લેવું દુરસ્ત છે. જેમકે અનાજ, ઇંડાં, ગોશ્ત વિગેરે. અને જે ચીજ એવી હોય કે તેવીજ તરેહની ચીજ (જેની પાસેથી લીધી હોય તેને) દેવી મુશકેલ હોય તો તેવી ચીજનું કરજ લેવું દુરસ્ત નથી. જેમકે જમરૂખ, નારંગી, બકરી, મરઘી વિગેરે.

૨ મસઅલો. જે વખતમાં રૂપીયાના દસ સેર ઘઉં મળતા હુતા તે વખતે તમે પાંચ સેર ઘઉં કરજ લીધા, ફરી ઘઉં સસ્તા થઇ ગયા અને રૂપીયાના વીસ સેર મળવા લાગ્યા, ત્યારે તમને તો તેજ પાંચ સેરજ ઘઉં દેવા પડશે. એવીજ રીતે જો મોંઘા થઇ જાય ત્યારે પણ જેટલા લીધા હોય તેટલાજ દેવા પડશે.

૩ મસઅલો. જેવા ઘઉં તમે લીધા હુતા તેના કરતાં સારા ઘઉં તેણે પાછા દીધા તો તેઓનું લેવું જાયઝ છે. એ વ્યાજ નથી. પણ કરજ લેતી વખતે એમ કહેવું જાયઝ નથી કે અમે એના કરતાં સારા લેશું. અલબત વજનમાં વધારે નહિ હોવા જોઇએ. જો આપેલા ઘઉં કરતાં તમે વધારે લીધા તો એ નાજાયઝ થઇ ગયા. ખૂબ સંભાળીને ચોકસાઇથી દેવા અને લેવા જોઇએ. પણ દેતી વખતે જો થોડું નમતું તોલીને (વધારે) દીધું તો કંઇ હરકત નથી.

૪ મસઅલો. કોઇથી કેટલાક રૂપીયા અને અનાજ એવા વાયદાથી કરજ લીધાં કે એક મહિના અથવા પંદર દહાડા પછી અમે પાછા દઇ દેશું. અને તેણે કબૂલ રાખ્યા. ત્યારે પણ એ મુદત બોલવી નકામી એટલુંજ નહિ પણ નાજાયઝ છે. જો કરજ દેનારને તે મુદત અગાઉ જરૂર પડી આવે અને તમારાથી માંગે, અથવા વગર જરૂરે માંગે ત્યારે તમને તો તેજ વખતે દેવું પડશે.

૫ મસઅલો. તમે બસેર ઘઉં કે લોટ વિગેરે કંઇ કરજ લીધો. જયારે તેણે તગાદો

કીધો ત્યારે તમે કહ્યું કે હમણા ઘઉં તો નથી. તેના બદલામાં તમે બે આનાના પૈસા લઇ જાઓ તેણે કહ્યું કે ઠીક ત્યારે તે પૈસા તે માણુસ ત્યાંજ ઉભું હોય તેજ વખતે દઇ દેવા જોઇએ. જો પૈસા લાવવાને વાસ્તે ઘરમાં જવું પડ્યું, અને માંગનાર પાસેથી જુદા થવું પડ્યું, તો તે મામલોજ બાતેલ (ખોટો) થઇ ગયો. હવે ફરીથી કેહેવું જોઈએ કે તમે તે ઉધાર ઘઉંના બદલામાં બે આના લઇ લીએ.

૬ મસઅલો. એક રૂપીઆના પૈસા કરજ લીધા ફરી પૈસા મોંઘા થઇ ગયા (એટલે અગાઉ કરતાં હવે રૂપીઆના ઓછા પૈસા મળવા લાગ્યા) અને રૂપીઆના સાડા પંદર આના મળવા લાગ્યા ત્યારે હવે સોળ આના દેવા વાજેબ નથી. પણ તેના બદલામાં રૂપીયો દેવો જોઇએ. દેનાર એમ કહી શકતું નથી. કે હું રૂપીઓ લેતો નથી. તમેતો પૈસા લીધા હતા તેજ દીએ.

૭ મસઅલો. (જો) ઘરોમાં એવો રીવાજ છે કે બીજા ઘરમાંથી હમણા પાંચ કે દસ રોટલીઓ કરજ મંગાવી લીધી પછી જ્યારે પોતાના ઘરમાં રંધાઇ ત્યારે ગણીને મોકલી દીધી એ પણ દુરસ્ત છે.

## કોઈના જામીન થવાનું બયાન.

૧ મસઅલો. ફાતમા (નામની ઓરત કે કાસમ નામના મરદ) પર કોઇના કેટલાક રૂપીઆનું લ્હેણું હતું. તમે તેના જામીન બની ગયા કે જો તે નહિ દેશે તો અમારી પાસેથી લઈ લેજો અથવા એમ કહ્યું કે તેના જામીન અમે છીએ, અથવા બીજું કંઇ એવુંજ કહ્યું કે જેના અર્થ જામીનગીરીના થતા હોય, અને તે માંગનારે તમારી જામીનગીરી કબૂલ રાખી, તો હવે તે કરજ અદા કરવું તમારે માથે વાજેબ થઇ ગયું. જો ફાતમા (કે કાસમ) નહીં ભરે તો તમારે તે રૂપીયા ભરી દેવા પડશે. અને તે માંગનાર ને અખત્યાર છે કે ગમેતો તમારાપર અને ચાહેતો ફાતમા (કે કાસમ)પર પોતાના રૂપીયાનો તકાદો કરે. હવે જ્યાં સુધી ફાતમા (કે કાસમ) પોતાનું કરજ અદા નહિ કરે અથવા માંગનાર પાસે માફ નહિ કરાવી લીએ. ત્યાં સુધી તમે ખરેખરા જામીન અને જોખમદાર છો. અલબત જો પોતે માંગનાર ધણી તમારી જામીનગીરીને માફ કરી દીએ, અને કહી દીએ કે હવે તમારાથી કંઇ લેવું દેવું નથી, અમે તમારાપર તકાદો કરશું નહીં, ત્યારે હવે તમારી જામીનગીરી રહી નહિ. અને તમે જામીન થવા ગયા તેજ વખતે જો કરજદેનારે તમારી જામીનગીરી મનજૂર નહિ રાખી, અને કહ્યું કે તમારી જામીનગીરીનો અમને ભરોસો નથી. અથવા બીજું કંઇ એવુંજ કહ્યું તો તમે જામીન થયા નહિ.

૨ મસઅલો. તમે કોઈના જામીન બન્યા હતા, અને તેની પાસે હમણા રૂપીઆ નહિ હતા તેથી તમને તે રૂપીયા દેવા પડ્યા. ત્યારે જો તમે તે કરજદાર (લેનાર) ના કેહવાથી જામીન થયા હોવ તો જેટલું તમે માંગનારને દીધું હોય તેટલું કરજદાર પાસેથી લઈ શકો છો. અને જો તમે પોતાની રાજી ખુશીથી જામીન બન્યા હોવ ત્યારે જુઓ કે તમારી જામીનગીરીને સૌથી પેહેલાં કોણે મનજૂર રાખી. તે કરજ લેનારે કે માંગનારે. જો પેહલાં કરજદારે મંજૂર રાખી હોય ત્યારે તો એમજ સમજાશે કે તેના કેહવાથી તમે જામીન બન્યા છો, અને તેથી તમારા રૂપીઆ તેની પાસેથી લઇ શકો છો.

અને જો પેહલાં માંગનારે મંજૂર રાખી હોય તો જે કંઈ તમે દીધું હોય તે પેલા કરજ લેનાર પાસેથી લઈ શકતા નથી. પણ એ એમ ગણાશે કે જાણે તમે તેનાપર એહસાન (ઉપકાર) કીધો, કે વગર કરજ દીએ તમે તેને કરજમાંથી છોડવ્યો. (અલબત) જો તે પોતે દઈ દીએ તો એ જુદી વાત છે.

૩ મસઅલો. જો માંગનારે કરજ લેનારને મહિનો કે પંદર દહાડાની મોહલત દીધી, તો હવે તેટલા દહાડા તે (માંગનાર) પેલા જામીન થયલા માણસથી પણ માંગી શકતો નથી.

૪ મસઅલો. અને જો તમે પોતાની પાસેથી ચુકવવાની જામીનગીરી દીધી નહોતી પણ પેલા કરજ લેનારના રૂપીઆ તમારી પાસે મુકેલા હતા, અને તેથી તમે કહ્યું હતું, કે અમારી પાસે આ માણસના રૂપીઆ મુકેલા છે, અમે તેમાંથી દઈ દેશું. ફરી તે રૂપીઆ ચોરાઇ ગયા, અથવા કોઇ બીજી રીતે નુકસાન થઇ ગયા, ત્યારે હવે તમારી જામીનગારી રહી નહીં, અને હવે તમારાપર તે ચુકવવા પણ વાજેબ નથી. અને તે માંગનાર ધણી પણ તમારાપર તકાદો કરી શકતો નથી.

૫ મસઅલો. કેથે જવા વાસ્તે તમે કોઇ એકકો કે ગાડું કીરાએ રાખ્યું. અને પેલા ગાડાવાલાનો કોઇ જામીન થયો કે જો એ નહીં લઇ જશે તો હું મારૂં ગાડું દઇશ. તો એવી જામીનગીરી જાયઝ છે. જો તે નહીં દેશે તો એ જામીનને દેવું પડશે.

૬ મસઅલો. તમે પોતાની ચીજ કોઇને દીધી, કે જાઓ એને વેચી લાવો. તે વેચી લાવો પણ પૈસા લાવો નહીં. અને કહ્યું કે પૈસા કેથે જશે નહિ, પૈસાનો હું જોખમદાર છું, તે નહિ દેશે તો મારાથી લઈ લેશો, તો એવી જામીનગીરી નાજાયઝ છે.

૭ મસઅલો. કોઇએ કહ્યું કે તમારી મરઘીને એ (જ પાંજરામાં કે ઝાંપ)માંજ ગોંધાયલી રેહેવા દો. જો (એને) બિલાડી લઇ જાય તો તેનું જોખમ મારે માથે છે. મારી પાસેથી લઇ લેજો. અથવા બકરીને વાસ્તે કહ્યું કે જો વરૂ લઈ જાય તો મારી પાસેથી લઇ લેજો, તો એવી જામીનગીરી નાજાયઝ છે.

૮ મસઅલો. નાબાલેગ છોકરા કે છોકરી કોઈનાં જામીન થાય તો એ પણ નાદુરસ્ત છે.

## પોતાનું કરજ બીજાને માથે નાંખવાનું બયાન.

૧ મસઅલો. ખતીજા (નામની ઓરત)નું તમારા પર કંઇ લ્હેણું છે, અને ફાતમાપર તમે કંઇ માંગો છો. હવે ખતીજાએ તમારાપર તકાદો કીધો ત્યારે તમે કહ્યું કે ફાતમા અમારી દેણદાર છે. તમે તમારૂં લ્હેણું તેણીની પાસેથી વસૂલ કરી લોઓ. અમારાપર તકાદો નહિં કરો. જો તેજ વખતે ખતીજા એ વાતને મંજુર રાખે અને ફાતમા પણ તેણીને દેવા રાજી થઇ જાય તો ખતીજાનું લ્હેણું તમારા માથાથી ઉતરી ગયું. હવે તેણી તમારાપર બિલકુલ તકાદો કરી શકતી નથી. પણ તેજ ફાતમાથી માંગે. પછી ગમે ત્યારે મળે. અને જેટલો કરજો તમે ખતીજાને દેવડાવ્યો છે, તેટલું હવે તમે ફાતમા પાસે લઈ (કે માંગી) શકતા નથી. અલબત જો ફાતમા તેથી વધારાની કરજદાર છે, તો જેટલું [તે કરજ કરતાં ઉપ્રાંત] વધારે હોય તે તમે લઈ (અને માંગી) શકો છો. ફરી જો ફાતમાએ ખતીજાને દઇ દીધું ત્યારે તો ઠીક, અને

જો નહીં દીધું અને મરી ગઈ, તો જે કંઇ માલ મિલકત તેણીએ છોડી, હશે તે વેચીને ખતીજાને (તેણીના લ્હેણા પૈસા) અપાવશું. અને જો ફાતમાએ કંઇ માલ મિલકત છોડી નહિં હશે કે જે વેચીને તે કરજ દેવાય, અથવા તેણીએ પોતાની જીંદગીમાંજ નકાર કીધો અને સમ ખાધા કે તમારા કરજાથી મને કંઇ પણ સંબંધ નથી, અને ગવાહો પણ નથી, ત્યારે હવે એવી હાલતમાં ખતીજા ફરી તમારા પરજ તકાદો કરી શકે છે. અને પોતાનું લ્હેણું તમારાથીજ લઇ શકે છે. અને જો તમારા કહેવાથી ખતીજા ફાતમાથી પોતાનું લ્હેણું વસૂલ કરવાને મંજુર નહિં રાખે અથવા ફાતમા તેણીને દેવાને નાખુશ હોય તો કરજો તમારા માથાપરથી ઉતર્યો નથી.

૨ મસઅલો. ફતમા (નામની ઔરત) તમારી કરજદાર નહોતી અને તમે એમજ તમારાપરનું કરજ તેને માથે નાંખ્યું, અને ફાતમાએ તે પોતાને માથે લીધું, અને ખતીજાએ પણ તે મંજૂર રાખ્યું, ત્યારે પણ ખતીજાનું લ્હેણું તમારાપરથી ઉતરી ગયું, અને ફાતમાને માથે રહયું. તેથી કરીને એનો પણ એજ હુકમ છે કે જે હમણા ઉપર બયાન થયો. અને જેટલા રૂપીયા ફાતમાને દેવા પડશે તે રૂપીયા દીધા પછી તમારી પાસે વસૂલ કરી લીએ. અને દેવા અગાઉ તમારી પાસેથી લઇ લેવાનો તેણીને હક નથી.

૩ મસઅલો. જો ફાતમા પાસે તમારા રૂપીઆ રાખેલા હતા, અને તેથી કરીને કરજો તમે તેણીને માથે નાંખ્યો, ફરી તે રૂપીઆ કોઈ તરેહથી નુકશાન થઇ ગયા, ત્યારે હવે ફાતમા તમારા રૂપીયાની જોખમદાર નથી. પણ હવેથી ખતીજા કરજાનો તકાદો તમારાપર કરશે. અને તમારાથીજ લેશે. હવે ફાતમાથી માંગવાનો અને લેવાનો તેણીને કોઈ હક નથી.

૪ મસઅલો. ફાતમાપર કરજો નાંખવા બાદ જો તમેજ તે કરજો વાળો, અને ખતીજાને દઇ દીઓ, તો એ પણ દુરસ્ત છે. ખતીજા એમ કહી શકતી નથી કે હું તમારાથી લઇશ નહીં પણ ફાતમાથી લઈશ.

## કોઇને (પોતાના વતિ) વકીલ કરી દેવાનું બયાન.

૧ મસઅલો. જે કામને માણુસ પોતે કરી શકે છે, તે કામ કરવામાં તેને એ પણ અખત્યાર છે કે કોઇ બીજાથી કહી દીએ, કે તમે અમારૂં આ કામ કરી દીઓ. જેમકે વેચવું, ખરીદવું, ભાડે લેવું, ભાડે આપવું, નિકાહ કરવો વિગેરે. જેમકે ચાકરડીને બજારમાં સોદો ખરીદવા મોકલી, અથવા ચાકરડીની મારફતે કોઇ ચીજ વેચાવી, અથવા ગાડી કે ગાડું કિરાયાનું મંગાવ્યું. હવે જેનાથી આ કામો કરાવ્યા હોય શરીઅતમાં તેને વકીલ કહે છે. જેમ કે ચાકરડીને અથવા કોઈ નોકરને સોદો લેવા મોકલ્યો તો તે તમારો વકીલ કેહવાશે.

૨ મસઅલો. તમે ચાકરડી પાસે ગોશ્ત મંગાવ્યું, અને તેણી ઉધાર લઇ આવી, તો તે ગોશવાલો તમારાથી પોતાના પૈસા માંગી શકતો નથી. તેજ ચાકરડીથી માંગે અને તે ચાકરડી તમારાથી માંગે. એવીજ રીતે જો કોઇ વસ્તુ તમે ચાકરડીની મારફતે વેચાવી તો તે લેનારથી પૈસા માંગવાનો અને વસૂલ કરવાનો તમને હક નથી. તેણે જેનાથી તે ચીજ લીધી છે તેનેજ તે પૈસા પણ ચૂકવશે. અને તે જો તમનેજ પૈસા દઇ દીએ તો પણ જાયઝ છે. મતલબ એ છે કે જો તે તમને નહીં દીએ તો તમે જોરજુલમથી તે (ખરીદનાર)ની પાસેથી લઇ

શકતા નથી.

૩ મસઅલો. તમે નોકરથી કોઇ ચીજ મંગાવી અને તે લઇ આવ્યો. ત્યારે તે (નોકર)ને અખત્યાર છે કે જ્યાંસુધી તે તમારાથી તેની કીંમત લઈ નહીં લીએ ત્યાં સુધી તે ચીજ તમને દીએ નહીં. પછી ગમેતો તેણે પોતાની પાસેથી કીંમત તે ચીજની દીધી હોય અથવા હજી નહીં દીધી હોય. બંનેનો હુકમ એકજ છે. અલબત જો તે પાંચ દસ દિવસના વાયદાપર ઉધાર લાવ્યો હોય. તો જેટલા દહાડાનો વાયદો કરી આવ્યો હોય તેટલા દહાડા વીતી જાય તે પેહલાં તે તમારી પાસે તે ચીજની કીંમત માંગી શકતો નથી.

૪ મસઅલો. તમે એક સેર ગોશ્ત મંગાવ્યું હતું, અને તે દોઢ સેર લઈ આવ્યો, તો પુરૂં દોઢ સેર રાખવું વાજેબ નથી. જો તમે નહીં લેશો તો અર્ધો શેર તેને લેવું પડશે.

૫ મસઅલો. તમે કોઇને કહ્યું કે ફ્લાણી બકરી જે ફ્લાણાને ત્યાં છે તેને બે રૂપીયામાં જઇને ખરીદી લાવો, ત્યારે તે વકીલ તેજ બકરીને પોતાને માટે ખરીદી શકતો નથી. મતલબ એ કે જે ચીજ ખાસ તમે ઠેરવીને બતલાવી દીઓ, તે વખતે તે ચીજને ખાસ પોતાને માટે ખરીદવું તેને દુરસ્ત નથી. અલબત જે કીંમત તમે બતલાવી છે તે કીંમત કરતાં વધુ કીંમતે પોતાને વાસ્તે તેનું ખરીદવું દુરસ્ત છે. અને જો તમે કંઇ પણ કીંમત નહીં કહી હોય તો કોઇ પણ રીતે તે પોતાને માટે તે ચીજને ખરીદી શકતો નથી.

૬ મસઅલો. જો તમે કોઇ ખાસ બકરી બતલાવી નહીં, ફક્ત એટલુંજ કહ્યું કે એક બકરી જોઇએ, તે અમને ખરીદી આપો. ત્યારે તે પોતાને વાસ્તે પણ ખરીદ કરી શકે છે. પછી ગમે તે બકરૂં પોતાને વાસ્તે અને ચાહે તે તમારે વાસ્તે ખરીદે. જો પોતાને વાસ્તે નીયત કરીને લીએ તો તે તેની થઇ. અને જો તમારે વાસ્તે લેવાની નીયતે ખરીદે તો તે તમારી છે. અને જો તમારા દીધેલા પૈસાથી ખરીદે ત્યારે તો તમારીજ થઇ. પછી નીયત ગમે તેને વાસ્તે કરે (જો પોતાને માટે નીયત કરશે તો તેની થશે નહીં).

૭ મસઅલો. તમારે વાસ્તે તેને બકરૂં ખરીદયું. પછી હજી તમને તે દેવા પામ્યો નહિં અને એટલામાં બકરૂં મરી ગયું, અથવા ચોરાઇ ગયું તો તે બકરીની કીંમત તમને દેવી પડશે. જો તમે એમ કહેશો કે તમે પોતાને માટે ખરીદી હતી અમારે વાસ્તે નહીં, ત્યારે જો તમે તેને પ્રથમથી કીંમત દઇ ચુકયા હતા તો તમારા પૈસા ગયા. અને જો તમે કીંમત દીધી હતી નહીં અને હવે તે કીંમત માંગે છે, ત્યારે જો તમે સમ ખાઓ કે તમે પોતાને માટે તે ખરીદી હતી, ત્યારે તો તેનું બકરૂં ગયું. અને જો સોગન નહીં ખાઈ શકો તો તેની વાત માનવીજ પડશે.

૮ મસઅલો. જો નોકરકે ચાકરડી કોઈ મોંઘી ચીજ ખરીદી લાવી, ત્યારે જો કીંમતમાં થોડોકજ ફેર હોય તો તમને તે ચીજ રાખવીજ પડશે. અને જો ઘણે મોંઘે લઇ આવી કે તેટલી કીંમત કોઈ લગાડી શકતુંજ નથી, તો તેનું લેવું વાજેબ નથી. જો નહીં લેશો તો તેને લેવી પડશે.

૯ મસઅલો. તમે કોઇને કોઇ ચીજ વેચવા દીધી, તો તેને પોતે તે ચીજ ખરીદી લેવી, અને કીંમત તમને દઈ દેવી, જાયઝ નથી. તેમજ તમે કંઇ મંગાવ્યું કે ફ્લાણી

ચીજ ખરીદી લાવો, તો તે માણુસ પોતાની ચીજ તમને દઇ શકતું નથી. જો પોતાની ચીજ તમને વેચવી અથવા તમારી ચીજ પોતે ખરીદવી મંજૂર હોય, તો ખુલ્લું જણાવે કે એ ચીજ હું લઉં છું, મને દઇ દો. અથવા એમ કહી દીએ કે આ મારી ચીજ તમે લઇ લીઓ અને આટલી કીંમત દઇ દીઓ. ખુલ્લું જણાવ્યા વગર એમ કરવું જાયઝ નથી.

૧૦ મસઅલો. તમે ચાકરડી પાસે બકરાનું ગોશ મંગાવ્યું, અને તેણી ગાયનું ગોશ લાવી, ત્યારે તમને અખત્યાર છે કે ગમેતો રાખો અને ચાહોતો નહિ રાખો. તેવીજ રીતે તમે બટાકા મંગાવ્યા અને તેણી ભીંડા કે બીજું કંઇ લાવી, તો તે લઇ લેવું જરૂરી નથી. જો તમે નહીં લેશો તો તેણીને લેવું પડશે.

૧૧ મસઅલો. તમે એક પૈસાની કોઇ ચીજ મંગાવી, અને તણી બે પૈસાની લાવી, તો તમને અખત્યાર છે કે એક પૈસા જેટલી લઇ લો, અને એક પૈસાની જે વધારે લાવી છે તે તેણીને માથે નાંખો. (ગમેતો તેણી રાખે અથવા પાછી દઇ આવે).

૧૨ મસઅલો. તમે બે માણુસોને મોકલ્યા કે જાઓ અને ફલાણી ચીજ ખરીદી લાવો ત્યારે ખરીદતી વખતે બંનેને હાજર રહેવું જોઇએ. ફક્ત એકજ માણુસ ખરીદે તો તે બેઅ મોકૂફ છે. જો તમે કબૂલ રાખશો તો જાયઝ થઈ જશે.

૧૩ મસઅલો. તમે કોઇને કહ્યું કે અમારે માટે એક ગાય કે એક બકરૂં અથવા બીજી કોઇ ચીજ બતલાવી કે તે ખરીદી લાવી દીઓ. ત્યારે તેણે પોતે તો તે ચીજ નહીં ખરીદી, પણ કોઈ બીજાને કહયું, અને તેણે ખરીદ કીધી, તો તેનું લેવું વાજેબ નથી. ગમેતો લીઓ અને ગમેતો નહીં લીઓ. બંને તરેહનો અખત્યાર છે. અલબત જો તે પોતે તમારે વાસ્તે ખરીદ કરે તો તમને લેવીજ પડશે.

## વકીલને છોડી દેવાનું બયાન.

વકીલને છોડી દેવાનો અને કાઢી મુકવાનો તમને દરેક વખતે અખત્યાર છે. જેમકે તમે કોઇને કહેલું કે અમને એક બકરૂં જોઇએ છે, કોઇ ઠેકાણે મળી જાયતો લઇ લેજો. ફરી મના કરી દીધી, તો હવે તેને લેવાનો અખત્યાર નથી. જો હવે તે લેશે તો તેનેજ માથે પડશે, તમને લેવું પડશે નહિ.

મસઅલો. જો તેને પોતાને મના નહિ કીધી પણ કાગળ લખીને મોકલ્યો, અથવા માણુસ મોકલીને કહેવડાવી દીધું કે હવે લેશો નહીં, ત્યારે પણ તે વકીલ છોડી દેવાયો (એમ ગણાશે). અને જો તમે તો કહેવડાવ્યું નહીં પણ કોઈ બીજા માણુસે પોતાના તરફથીજ તેને કહી દીધું, કે ફલાણીએ (પોતાના વકીલપણામાંથી) તમને છોડી દીધા છે, હવે ખરીદ કરશો નહીં, ત્યારે જો બે માણુસોએ ચેતવણી આપી હોય, અથવા એકેજ ચેતવણી આપી હોય, પણ તે (એક માણુસ) માતબર અને દીન ચુસ્ત છે, તો વકીલપણું જતું રહ્યું. અને જો એમ નહીં હોયતો તેનું વકીલપણું કાયમ છે. જો તે (કોઈ ચીજ) ખરીદી લીએ તો તમને (તે ચીજ) લેવી પડશે.

## (વેપારમાં) એકનો પૈસો હોય અને એકના રૂપીયા તેનું બયાન.

૧ મસઅલો. વ્યાપાર કરવા માટે તમે કોઇને કેટલાક રૂપીઆ દીધા, કે એ રૂપીયા લઇને વેપાર કરો, જે કાંઇ નફો થશે તે આપણે બંને

વ્હેંચી લેશું. એ જાયઝ છે. એને મોઝારબત કહે છે. પણ એની કેટલીક શરતો છે. જો તે સૌ શરતો મૂજબ હોય તો સહીહ છે, નહિતો નાજાયઝ અને ફસિદ છે. (૧)એક તો એ કે જેટલા રૂપીયા દેવા હોય તે બતલાવી દેવા જોઇએ. અને વેપારને વાસ્તે તે રૂપીયા તેને દઇ દીઓ. અને પોતાની પાસે નહીં રાખો. જો રૂપીયા તેને નહિ દીધા અને પોતાની પાસેજ રાખ્યા તો એ કામ ફાસેદ છે.

(૨) એકે નફો વ્હેંચવાની વાત ચોકસ કરી લીઓ. અને તમે કેટલો નફો રાખશો અને તે કેટલો રાખશે, તે પેહલાંથી ચોખું કહી દીઓ. એ વાત જો ઠેરવાશે નહિ, ફકત એટલુંજ કહેશો કે નફો આપણે બંને વ્હેંચી લેશું, તો એ ફાસિદ છે.

(૩) એ કે નફો વ્હેંચવાને એવી રીતે મુકર્રર કરશો નહિ કે જેટલો નફો થાય તેમાંથી દસ રૂપીયા અમારા અને બાકીના (સૌ) રૂપીચા તમારા. અથવા દસ તમારા અને બાકી (સૌ) રૂપીયા અમારા. મતલબ એકે કોઈ ચોકસ રકમ મુકર્રર કરવી નહીં. કે એટલી અમારી અને એટલી તમારી. પણ એવું બંધાણુ કરવું જોઇએ કે (નફો જેટલો થાય તેનો) અર્ધો ભાગ અમારો અને અર્ધો તમારો. અથવા એક ભાગ તેનો અને બીજાના બે ભાગ, અથવા એક ભાગ એકનો અને બાકીના ત્રણ ભાગ બીજાના. મતલબ એકે નફો ભાગોમાં વ્હેંચાય. નહીં તો ફાસેદ થઇ જશે. જો નફો થશે તોજ તે કામ કરનાર ભાગ લઇ શકશે. અને જો કંઇ નફો નહિ થયો તો તેને કંઇ પણ મળશે નહિ. જો એમ શરત કરે કે જો નફો નહીં થશે ત્યારે પણ અમે તમને અસલ મુડીમાંથી એટલા રૂપીયા દેશું, તો એ કામ ફાસેદ થશે. તેમજ જો એમ શરત કીધી કે જો નુકસાન થશે તો તે નુકસાન વેપાર કરનારને માથે છે, અથવા બંનેને માથે છે, એ પણ ફાસેદ છે. પણ હુકમ એજ છે કે જે કંઇ નુકસાન થાય તે માલેક (રૂપીયા ખરચનાર)ને માથે છે. તેનાજ રૂપીયા જશે.

૨ મસઅલો. જ્યાંસુધી તેની પાસે રૂપીયા હોય, અને તે જોઇતું માલ ખરીદે નહીં, ત્યાંસુધી તેના હાથમાંથી તે કામ લઇ લેવા અને રૂપીયા પાછા લેવાનો તમને અખત્યાર છે. અને જ્યારે તે માલ ખરીદી ચુકયો તો હવે તે કામ તમે તેના કબજામાંથી લઇ શકતા નથી.

૩ મસઅલો. જો એવી શરત કીધી કે તમારી સાથે અમે કામ કરશું અથવા અમારો ફલાણો માણસ તમારી સાથે કામ કરશે તો એ વેપાર ફાસેદ થશે.

૪ મસઅલો. (મોઝારબત જે બયાન થઇ) એનો હુકમ એ છે કે જો તે વેપાર જાયઝ શર્તો (જે કે ઉપર બયાન થઇ તે) મૂજબ શરૂ કરવામાં આવ્યો હોય, અને તે વેપારને નાજાયઝ કરી નાંખે એવી કોઈ શરત કરવામાં નહીં આવી હોય, તો નફામાં બંને ભાગીયા છે. જેટલો ભાગ દરેકે ઠેરવ્યો હોય તેટલો વ્હેંચી લીએ. અને જો કંઈ નફો નહીં થયો, અથવા નુકસાન થયું, તો તે મેહનત કરનાર ભાગીયાને કંઇ મળશે નહીં. તેમજ નુકસાનીનો કંઇ પણ ભાગ તેને દેવો પડશે નહીં, અને જો તે વેપાર (નાજાયઝ શર્તોને લીધે) ફાસેદ થઇ ગયો હોય, તો તે વેપારનું કામ ઉઠાવનાર (એટલે જેના પૈસા વેપારમાં લગાડેલા નહીં હતા તે) ને નફામાંથી કંઈ પણ મલશે નહીં. પણ તે એક નોકર તરીખે ગણાશે. (અને એવી હાલતમાં) જુઓ કે

જો એવા માણસને નોકર રાખીએ તો કેટલો પગાર દેવો પડે બસ તેટલોજ પગાર તેને દેવામાં આવશે. નફો થાય ત્યારે પણ અને નહીં થાય ત્યારે પણ. દરેક હાલતમાં તેને પગારતો મળશેજ. અને તમામ નફો (વેપારમાં પૈસા ખરચનાર) માલેકને મળશે. પણ જો પગાર વધુ પડતો હોય અને જેટલો નફો થતો હતો તેના હિસાબથી ભાગ પડતો નફો આપીએ તો ઓછી રકમ દેવી પડે એમ છે, તો એવી હાલતમાં પગાર દેશું નહીં. નફો વ્હેંચી દેશું

૫ મસઅલો. એવી તરેહના મસઅલાઓની ઓરતોને બહૂ જરૂર પડતી નથી તેથી અમે વધુ લખતા નથી. જ્યારે એવો વેપારનો સંજોગ આવી પડે તો તેના દરેક મસઅલાને કોઇ સારા આલેમથી પુછી લેવું જોઇએ, જેથી ગુનો થાય નહીં.

## અનામત રાખવી અને મુકવી તેનું બયાન.

૧ મસઅલો. કોઇએ કોઇ ચીજ તમારી પાસે અનામત મુકી, અને તમે લઇ લીધી તો તેની સંભાળ રાખવી (તમારાપર) વાજેબ થઇ ગઈ. જો બરાબર સંભાળ નહીં રાખી અને તે ચીજ નુકસાન થઇ ગઈ, તો તે નુકસાની ભરી દેવી પડશે. અલબત જો સંભાળવામાં કોશીશ કીધી તે છતાં તે નુકસાન થઈ ગઇ; જેમકે ચોર ચોરી ગયા અથવા મકાનમાં આગ લાગી અને તેમાં તે બળી ગઇ તો તેની નુકસાની તે મુકનાર લઇ શકતું નથી. એટલુંજ નહીં પણ જો અનામત મુકતી વખતે એવો કરાર કીધો કે જો જતી રેહશે તો હું (રાખનાર) જોખમદાર છું, મારાથી પૈસા લઈ લેશો, ત્યારે પણ મુકનારને નુકસાની ભરી લેવાનો અખત્યાર નથી. હા, જો તમે પોતાની ખુશીથી ભરી આપો તો એની કંઇ હરકત નથી.

૨ મસઅલો. કોઇએ કહયું કે હું જરા કામને માટે જાઉં છું મારી આ ચીજ રાખો. તમે કહયું કે ઠીક છે, મુકો. અથવા તમે કંઇ કહયું નહીં અને તે તમારી પાસે મુકી ચાલ્યું ગયું, તો એ અનામત થઇ ગઇ. અલબત જો તમે સાફ કહી દીધું કે હું જોખમદાર નથી, કોઇ બીજા પાસે મુકો, અથવા બીજું કંઇ કહીને ના કહી દીધી, અને તે છતાં તે મુકીને ચાલ્યુ ગયું, તો હવે તે ચીજ તમારી સંભાળમાં ગણાશે નહીં. અલબત જો તેના ગયા પછી તમે ઉઠાવીને રાખી લીધી તો હવે અનામત થઇ ગઇ.

૩ મસઅલો. કેટલીક ઓરતો બેઠેલી હતી, તેઓને સોંપી તે માણસ ચાલ્યું ગયું, તો તે સૌ ઓરતોપર તે ચીજ સંભાળવી વાજેબ છે. જો તે ઓરતો તે ચીજ છોડી એક સાથે ઉઠીને ચાલી જશે, અને તે ચીજ જતી રેહશે, તો નુકશાની સૌને ભરી આપવી પડશે, અને જો સૌ સાથે ઉઠીને ચાલી નહિ ગઇ, પણ એકેક કરીને ગઇ તો જે સૌથી છેલ્લે રહી જશે, તેણીની પાસે નુકસાની ભરી લેવી પડશે. કારણ કે તે ચીજ સંભાળવી હવે તેણીનેજ માથે હતી અને (તે ચીજ છોડીને) તેણી ચાલી ગઇ, અને તે ચીજ જતી રહી.

૪ મસઅલો. જેની પાસે જે કોઇ અનામત (કોઇએ મુકેલી) હોય, તેને અખત્યાર છે કે ગમે તો તે પોતાની પાસે સંભાળથી રાખે, અથવા પોતાની મા કે બેન કે ધણી વિગેરે કોઇ એવા સગા પાસે મુકે કે જેઓ તેની સાથે એકજ ઘરમાં રહેતા હોય, અને જેઓની પાસે તે પોતાની ચીજ પણ જરૂરને વખતે મુકતું

હોય. પણ જો કોઇ એવો ભરોસેદાર નહીં હોય તો તેની પાસે મુકવું જાયઝ નથી. જો જાણીજોઇને કોઇ એવા વગર ભરોસેદાર માણસ પાસે મુકી, તો નુકસાન થવાથી તે નુકસાની ભરી દેવી પડશે. અને એવા (ઉપર જણાવેલા) સગા શિવાય, કોઈ બીજા પાસે પણ, બીજા કોઈની મુકેલી અનામતને, તે અનામતના માલિકની પરવાનગી વગર મુકવી, જાયઝ નથી. પછી ગમે તો તે બીજો માણસ કોઇ સગો હોય અથવા તદન પરાયો હોય (અનામતના માલેકની રજા વગર) જો કોઈ પરાયા માણસ પાસે અનામતને મુકી તો નુકશાની થવાથી દંડ ભરી આપવો પડશે. અલબત તે પરાયો માણસ જો એવો માણસ હોય કે એ (અનામત રાખનાર માણસ) પણ પોતાની ચીજો તેને ત્યાં મુકે છે તો દુરસ્ત છે.

૫ મસઅલો. કોઇ ચીજ મુકી અને તમે ભૂલી ગયા. તે ચીજને ત્યાંજ છોડીને ચાલ્યા ગયા, ત્યારે તે ચીજ જતી રહેવાથી ભરી આપવી પડશે. અથવા કોઠડી કે પેટીનું તાળું ખોલીને તમે ચાલ્યા ગયા અને ત્યાં જાણ અજાણ સૌ તરેહના માણસો છે. ત્યારે પણ જતી રહેવાથી ભરી આપવી પડશે.

૬ મસઅલો. ઘરમાં આગ લાગી તો એવે વખતે પરાયા માણસને ત્યાં પણ અનામત મુકવી જાયઝ છે. પણ જ્યારે તે ઉજર જતો રહે ત્યારે તરતજ પાછી લઇ લેવી જોઇએ. જો હવે પાછી નહીં લેશે તો (નુકશાની થવાથી) દંડ આપવો પડશે. એવીજ રીતે મરતી વખતે જો પોતાના ઘરનો કોઇ માણસ પાસે નહીં હોય તો પાડોશીને સોંપવું જાયઝ છે.

૭ મસઅલો. જો કોઇએ કંઇ રૂપીઆ કે પૈસા અનામત મુકયા તો તેજ રૂપીયા અને પૈસાને સંભાળી રાખવા વાજેબ છે. તેઓને પોતાના રૂપીઆઓમાં ભેળવા જાયઝ નથી. તેમજ તેઓને ખરચ કરવા પણ જાયઝ નથી. એમ સમજશો નહીં કે રૂપીયા તો સૌ સરખાજ છે. લાવો એને ખરચી નાંખીએ. જ્યારે તે માંગશે ત્યારે દેશું. અલબત જો તેણે (અનામત મુકનારે) રજા દીધી હોય તો એવે વખતે ખરચવું જાયઝ છે. પણ તેનો હુકમ એ છે જો કે તેજ રૂપીયા તમે જુદા રહેવા દો તોજ તે રૂપીયા અનામત ગણાશે. જો તે રૂપીઆ નુકશાન થઈ જશે તો તે ભરી આપવા પડશે નહીં. અને જો તમે રજા લઇને તે રૂપીયાઓને ખરચી નાંખ્યા, તો હવે તે તમારે માથે કરજ થયો. અનામત રહ્યા નહીં. તેથી હવે ગમે તેવી હાલતમાં તમને તો દેવાજ પડશે. જો ખરચ્યા પછી તેટલાજ રૂપીઆ તમે તેના નામથી જુદા મુકી દીધા ત્યારે પણ તે અનામત નથી. તે તમારાજ રૂપીઆ છે. જો ચોરાઈ જશે તો તમારા જશે. તેને તો પાછા દેવાજ પડશે. મતલબ એકે ખરચ કીધા પછી જયાં સુધી તેને ચુકવશો નહીં ત્યાં સુધી તે તમારે માથે (કરજ) રહેશે.

૮ મસઅલો. સો રૂપીયા કોઇએ તમારી પાસે અનામત મુકયા. તેમાંથી પચાસ (રૂપીઆ) તમે (તેની) રજા લઇને ખરચ્યા. તે પચાસ રૂપીયા તમારે માથે કરજ થઇ ગયા, અને પચાસ અનામત રહયા. હવે જયારે તમારી પાસે રૂપીયા હોય. ત્યારે તમારી પાસેના પચાસ રૂપીયા તે અનામત મુકેલા પચાસ રૂપીયામાં ભેળવશો નહીં.

જો તેમાં ભેળવશો તો તે રૂપીયા પણ અનામત રહેશે નહીં. એ પુરા સો રૂપીયા તમારે માથે (લ્હેણા) થઇ જશે. જો જતા રહેશે તો પૂરા સો રૂપીયા દેવા પડશે. કેમકે અનામતના રૂપીયા પોતાના રૂપીયાઓમાં ભેળવી નાંખવાથી (તે રૂપીયા) અનામત રહેતા નથી, પણ કરજના રૂપીયા થઇ જાય છે. અને દરેક હાલતમાં (તે રૂપીયા] દેવા પડે છે.

૯ મસઅલો. તમે તેની રજા લઇને તેના સો રૂપીયા પોતાના સો રૂપીયામાં મેળવી દીધા. ત્યારે તે સો રૂપીઆ બંનેના ભાગમાં થઇ ગયા, જો ચોરાઈ જશે તો બંનેના જશે. કોઇને કંઇ પણ દેવું પડશે નહીં. અને જો તેમાંથી કેટલાક ચોરી થઈ જશે અને કેટલાક બાકી રહી જશે, ત્યારે પણ અર્ધા એના અને અર્ધા તેના જશે. અને જો એકના સો હોય અને બીજાના બસો હોય તો એના ભાગના પ્રમાણમાં એના અને તેના ભાગના પ્રમાણમાં તેના જશે.

જેમકે જો બાર રૂપીયા જતા રહેશે તો ચાર રૂપીયા એક સો રૂપીયા વાળાના ગયા અને આઠ રૂપીયા બસો રૂપીયા વાળાના (ગયા). એ હુકમ તેજ વખતે લાગુ પડશે. કે જયારે તેની રજા લઇને ભેળ્યા હોય. અને જો વગર રજાએ ભેળ્યા હોય તો તેનો તેજ હુકમ છે કે જે બયાન કરવામાં આવ્યો. (અને તે એ છે) કે અનામતના રૂપીયા (મુકનારની) વગર રજાએ પોતાના રૂપીયાઓમાં ભેળવી લેવાથી કરજ થઇ જાય છે, તેથી તે (અનામત મુકેલા )રૂપીયા હવે અનામત રહયા નથી. જે કંઈ (નુકસાન )જશે તે તમારૂં જશે. તેના રૂપીયા તો તેને દરેક હાલતમાં દેવા પડશે.

૧૦ મસઅલો. કોઇએ બકરી કે ગાય અનામત મુકી. ત્યારે તેનું દૂધ પીવું અથવા બીજી કોઈ પણ રીતે તેનાથી કામ લેવું દુરસ્ત નથી. અલબત ઇજાઝત (રજા) થી એ સૌ જાયઝ થઇ જાય છે. વગર પરવાનગીએ જેટલું દૂધ લીધું હશે તેની કીંમત દેવી પડશે.

૧૧ મસઅલો. કોઇએ એક લુગડું કે ઘરેણું અથવા પલંગ વિગેરે અનામત મુકયું. ત્યારે તેની રજા વગર તેને વાપરવું દુરસ્ત નથી. જો તે અનામત રાખનારે લુગડું કે ઘરેણું પેહેર્યું અથવા પલંગ પર બેઠું, અથવા સુઇ ગયું, અને તેમ વાપરવામાં તે લુગડું ફાટી ગયું, અથવા ચોરાઇ ગયું, અથવા ઘરેણું કે પલંગ ભાંગી ગયું, અથવા ચોર ચોરી ગયા તો ભરી આપવું પડશે. અલબત જો તૌબા કરીને ફરી તેવીજ સંભાળથી રાખશે અને ફરી કોઇ પણ રીતે નુકસાન થઇ જશે તો દંડ ભરવો પડશે નહીં.

૧૨ મસઅલો. પેટીમાંથી અનામત મુકેલું લુગડું કાઢયું કે સાંજના એજ પહેરીને ફલાણે ઠેકાણે જશું. ફરી પેહેરવા અગાઉ જો તે જતું રહયું ત્યારે પણ ભરી આપવું પડશે.

૧૩ મસઅલો. અનામત મુકેલી ગાય કે બકરી બીમાર પડી ગઇ. તમે તેની દવા કીધી તે દવાથી તે મરી ગઈ તો કીંમત ભરી આપવી પડશે. અને જો તમે દવા નહીં કીધી અને તે મરી ગઇ તો નુકશાની દેવી પડશે નહીં.

૧૪ મસઅલો. કોઇએ અનામત રાખવા એક રૂપીઓ દીધો અને તમે વાટવામાં મુકી દીધો, અથવા ઇજારબંધમાં બાંધી દીધો. પણ તેમાં નાંખતી વખતે

તે રૂપીયો ઇજારબંધ કે વાટવામાં નહીં પડયો પણુ નીચે પડી ગયો, પણુ તમે તો એમજ સમજ્યા કે તમે તો વાટવામાં મુકયો. ત્યારે તે ભરી આપવો પડશે નહીં.

૧૫ મસઅલો. (અનામત મુકનાર) જયારે પોતાની અનામત માંગે ત્યારે તરતજ તેને દઇ દેવી વાજેબ છે. વગર ઉજરે નહીં દેવું અને વાર લગાડવી જાયઝ નથી. કોઇએ પોતાની અનામત માંગી અને તમે કહયું કે ભાઇ હમણા કામમાં રોકાયલો છું, કાલે લઇ જાઓ. તેણે કહયું કે ઠીક છે, કાલે દે જો. ત્યારે તો કંઈ હરકત નથી. અને જો તે કાલે લેવા–ને રાજી નહીં થયું અને નહીં દેવાથી ગુસ્સે થઇને ચાલ્યું ગયું, તો હવે તે ચીજ (અનામત મુકેલી) અનામત રહી નહીં હવે જો જતી રહેશે તો તમને ભરી આપવી પડશે.

૧૬ મસઅલો. કોઇએ પોતાનું માણસ (પોતાની મુકેલી)અનામત લેવા મોકલ્યું, ત્યારે તમને અખત્યાર છે કે તેને નહીં દીઓ, અને કહેવડાવી દીઓ કે તે પોતે આવીને પોતાની ચીજ લઇ જાય. અમે કોઈ બીજાને દેશું નહિ. અને જો તમે તેને સાચો સમજીને દઇ દીધી, અને તે પછી ધણીએ કહયું કે તેને મેં મોકલ્યો નહોતો. તમે કેમ દીધી? ત્યારે તે તમારી પાસે લઇ શકે છે. અને તમે તે માણુસની પાસેથી પાછી લઇ શકો છો. અને જો તે લઇ જનારની પાસેથી ચીજ ખોવાઇ ગઇ કે જતી રહી, તો તમે તે માણુસ પાસેથી કીંમત લઈ શકતા નથી. પણુ તે અનામત મુકનાર તમારી પાસેથી લઇ શકે છે.

## ઉછીની લીધેલી ચીજનું બયાન.

કોઇથી કોઇ લુંગડું કે ઘરેણું કે પલંગ કે વાસણુ વિગેરે કોઇ ચીજ કેટલાક દહાડાને વાસ્તે માંગી લાવ્યા કે કામ પૂરું થઇ જવાથી દઇ દેશું તેનો હુકમ પણુ અનામતના જેવોજ છે. હવે તેને સારી પેઠે સંભાળી થાદ રાખવું જોઇએ. જો સંભાળ સાથે પણુ જતી રહે તો જેની ચીજ હોય તેને તેની કીંમત વિગેરે કંઇ પણુ ભરી લેવાનો હક નથી. એટલુંજ નહીં પણુ જો તમે એકરાર-કીધો હોય કે જો જતી રહેશે તો અમારાથી કીંમત લઇ લેશો. ત્યારે પણુ કીંમત ભરી લેવી જાયઝ નથી. અલબત જો સંભાળ નહીં રાખાવાને લીધે જતી રહી તો ભરી આપવી પડશે. અને તે ચીજના માલેકને દર વખતે અખત્યાર છે કે જયારે ચાહે ત્યારે પોતાની ચીજ લઇ લીએ. તમને તે વખતે દેવાની નાપાડવી જાયઝ નથી. જો માંગ્યા પછી નહીં દીધી અને તે પછી જતી રહેશે તો ભરી આપવી પડશે.

૧ મસઅલો.(તે ચીજના) માલેકે જેવી રીતે વાપરવાની પરવાનગી દીધી હોય તેવીજ રીતે વાપરવી જોઇએ. તેથી ઉલટી રીતે વાપરવું જાયઝ નથી. જો તેથી જુદી રીતે વાપરશે તો જતી રેહવાથી કિંમત ભરી આપવી પડશે. જેવી રીતે કે કોઇએ ઓઢવાને દુપટ્ટો દીધો અને તે તેને પાથરીને સુઇ ગયું, અને તે ખરાબ થઇ ગયું. અથવા પલંગપર એટલા માણુસો સૂતા કે તે ટુટી ગયું. અથવા કાચનું વાસણુ હતું તે આગપર મુકવાથી ભાંગી ગયું. અથવા એવીજ કંઇ રજા વિરૂધ્ધ વાત કીધી તો દંડ ભરી આપવો પડશે. એવીજ રીતે જો ચીજ માંગી લાવી અને એવી ખોટી નૈયત કીધી કે પાછી દઇશ નહીં પણુ પચાવી પડીશ, ત્યારે પણુ ભરી આપવી પડશે.

૨ મસઅલો. એક કે બે દીવસને વા-

સ્તે કોઇ ચીજ મંગાવી તો હવે એક કે બે દહાડા પછી પાછી જરૂર દઇ દેવી જોઇએ. જેટલા દિવસને વાસ્તે કહીને લાવે તેટલા દિવસ પછી જો પાછી નહીં ફેરવશે તો જતી રેહવાથી ભરી આપવી પડશે.

૩ મસઅલો. જે ચીજ એવી ઊછીની લાવ્યા હોય તે વખતે જોવું જોઇએ કે માલેકે જો પોતાને મોઢે કહી દીધું હોય કે ગમે તો તમે વાપરજો અથવા કોઇ બીજાને વાપરવા દેજો ત્યારે માંગી લાવનારને દુરસ્ત છે કે બીજાને પણ વાપરવા દીએ. એવીજ રીતે જો તેને સાફ રજા દીધી નહીં પણ તેની સાથે એવી ઓળખાણ અને દોસ્તી છે કે માંગી લાવનારને ખાત્રી છે કે દરેક રીતે તેની રજા છે, ત્યારે પણ એજ હુકમ છે. અને જો માલેકે ચોખી ના કહી કે જોજો તમે પોતે વાપરજો પણ કોઇ બીજાને આપશો નહીં. તો એવી હાલતમાં કોઇ બીજાને આપવી કોઈ પણ રીતે જાયઝ નથી.

અને જો મંગાવનારે એમ કહીને મંગાવી કે હું પોતેજ એને વાપરીશ, અને (તે ચીજના) માલેકે બીજાના વાપરવાની નહીં મના કીધી અને નહીં ખુલ્લી રીતે રજા દીધી, ત્યારે તે ચીજને જુઓ, કે કેવી છે, જો તે એવી ચીજ હોય કે સૌ વાપરનારા તેને એક સરખી રીતેજ વાપરતા હોય, અને કોઇ પણ જુદી રીતે વાપરી શકતા નહોય, તો પોતે વાપરવી અને (માલેકની રજા વગર) બીજાને વાપરવા દેવી જાયઝ છે. અને જો તે ચીજ એવી હોય કે સૌ વાપરનારા તેને એક સરખી રીતે વાપરતા નથી, પણ કોઇ તો સંભાળથી વાપરે છે અને કોઇ બેદરકારીથી વાપરે છે, ત્યારે એવી ચીજ તમે કોઇ બીજાને [ માલેકની રજા લીધા વગર] વાપરવાને દઈ શકતા નથી. અને એમ કહીને મંગાવી હોય કે અમારૂં ફલાણું સગું કે દોસ્ત વાપરશે અને [તે ચીજના] માલેકે તમે વાપરશો કે નહીં તેની કંઇ વાતચીત કીધી નહીં તો એવી હાલતમાં પેહલી તરેહની [ કે જેને સૌ એક સરખી રીતે વાપરે છે તે] ચીજને તમે પણ વાપરી શકો છો. અને બીજી તરેહની [ઉપર બયાન થયલી કે જેને સૌ લોકો એક સરખી રીતે વાપરતા નથી તે) ચીજને તમે વાપરી શકશો નહીં. ફકત તેજ માણસ વાપરી શકશે કે જેના નામથી મંગાવી છે.

અને જો તમે એમજ મંગાવી લીધી નહીં પોતે વાપરવાનું કહેવડાવ્યું. અને નહીં બીજાનું, અને માલેકે પણ કંઈ કહ્યું નહીં. ત્યારે તેનો હુકમ એ છે કે પેહલી તરેહની [સરખી રીતે વપરાતી] ચીજને તમે વાપરી શકો છો, અને બીજાને પણ વાપરવા દઇ શકો છો. અને બીજી તરેહની (સૌમાં સરખી રીતે નહીં વપરાતી) ચીજને વાસ્તે એ હુકમ છે, કે જો તમે વાપરવી શરૂ કરી દીધી ત્યારે તો બીજાને વાપરવા દઇ શકતા નથી. અને જો બીજાને વાપરવા દઈ દીધી અને તેણે, વાપરી ત્યારે તમે તેને વાપરી શકતા નથી. (એ મસઅલાઓને) સારી પેઠે સમજી લેશો.

૪ મસઅલો. માબાપ વિગેરે કોઇને નાબાલેગ બચ્ચાની માલેકીની ચીજને વાપરવા વાસ્તે કોઇને દેવું જાયઝ નથી. જો તે ચીજ જતી રહેશે તો ભરી આપવી પડશે. એવીજ રીતે જો નાબાલેગ પોતે કોઈ ચીજ પોતાની માલકીની વાપરવા દીએ તો તે ચીજ લેવી પણ જાયઝ નથી.

૫ મસઅલો. કોઇની પાસેથી કોઇ

ચીજ વાપરવા વાસ્તે માંગી લાવ્યા પછી તે ચીજનો માલેક મરી ગયો. ત્યારે હવે મરવા પછી તે માંગી લાવેલી ચીજ રહી નહીં. હવે તેને વાપરવી જાયઝ નથી. એવીજ રીતે જો લાવનાર માણસ પોતે ગુજરી ગયું તો તેના વારસોને તે ચીજ વાપરી ફાયદો હાંસેલ કરવો જાયઝ નથી.

## હિબા એટલે કોઇને [ભેટ] દેવાનું બયાન.

૧ મસઅલો. તમે કોઇને કંઇ ચીજ દીધી અન તેને કબુલ રાખી, અથવા મોઢેથી કંઇ કહ્યું નહીં, પણ તમે તેના હાથપર તે ચીજ મુકી દીધી, અને તેણે લઇ લીધી ત્યારે હવે તે ચીજ તેનીજ થઇ ગઇ. હવે તમારા માલકીપણાની રહી નહીં. પણ તેજ માણસ તેનું માલેક છે. (એવી રીતે આપવા)ને શરેઅ શરીફમાં હિબા કહે છે. પણ તેની કેટલીએક શરતો છે. (૧) તેને આપી દેવું અને તે માણસે કબજો કરી લેવો. જો તમે કહ્યું કે એ ચીજ અમે તમને દઇ દીધી, અને તેણે કહ્યું કે અમે લઇ લીધી. પણ હજી તમે તેને સોંપી નથી. તો એ દેવું સહીહ થયું નથી. હજી તે ચીજ તમારા માલકીપણામાં છે. અલબત જો તેણે તે ચીજ ઉપર પોતાનો કબજો કરી લીધો, ત્યારે હવે કબજો કીધા પછી તે માણસ તે ચીજનો માલેક છે.

૨ મસઅલો. તમે તે દીધેલી ચીજ તેની રૂબરૂ એવી રીતે મુકી કે જો તે ઉઠાવી લેવા ચાહે તો લઇ શકે છે. અને કહ્યું કે લીઓ, એને લઇ લીઓ, ત્યારે એવી રીતે પાસે મુકી દેવાથી પણ તે માલેક બની જાય છે. એમ સમજશું કે તેણે ઉઠાવી લીધી અને કબજો કરી લીધો.

૩ મસઅલો. બંધ[મુકેલા] પેટીમાં કેટલાંક લુગડાં દઇ દીધાં, પણ તે પેટીની કુંચી દીધી નહીં. ત્યારે એ કબજો થયો નહીં જ્યારે કુંચી દેશે ત્યારે કબજો ગણાશે. અને તેજ વખતે તે માલેક બનશે.

૪ મસઅલો. કોઇ શીશીમાં તેલ મુકેલું છે. અથવા બીજું કંઇ છે. તમે તે શીશી કોઇને દઈ દીધી, પણ તેલ દીધું નથી. ત્યારે એવી રીતે દેવું નાદુરસ્ત છે. જો તે કબજો કરી લેશે ત્યારે પણ તે શીશીનો માલેક થઈ શકશે નહીં. જ્યારે તેલ ખાલી કરીને દેશો ત્યારેજ તે માલેક થશે. અને જો તેલ કોઇને દીધું પણ શીશી દીધી નહીં અને તેણે બોતેલ સાથે લઇ લીધું કે અમે તેલ કાઢી લઇને બોતેલ પાછી દેશું, ત્યારે એવી રીતે તેલ આપવો દુરસ્ત છે. તેનાપર કબજો કીધા પછી માલેક બની જશે. મતલબ એ કે જ્યારે વાસણ વિગેરે કોઈ ચીજ દીઓ તો (તેમાં જે કંઇ હોય તેને) કાઢી લઇને દેવું શસ્ત છે. કાઢી લીધા વગર ભેટ આપવી દુરસ્ત નથી. એવીજ રીતે જો કોઇએ મકાન (ભેટ) આપ્યું ત્યારે પોતાનો સૌ માલ અસબાબ કાઢી લઇને પોતે પણ તે ઘર છોડી દઇને આપવું જોઇએ.

૫ મસઅલો. જો કોઇને અર્ધો કે ત્રીજો ભાગ કે પા ભાગ કોઇ ચીજનો આપો અને પૂરેપૂરી ચીજ નહીં દીઓ, તો તેનો હુકમ એ છે કે જુઓ કે તે કઈ તરેહની ચીજ છે. અર્ધી વ્હેંચી દેવા પછી પણ ઉપયોગની (કામમાં આવી શકે તેવી)રેહશે કે નહીં રેહેશે. જો વ્હેંચી દેવા બાદ ઉપયોગમાં આવે તેવી નહીં રહે જેમકે ઘંટી કે જો તેને વચ્ચેથી અર્ધી તોડીને આપશો તો દળવાના કામની રેહશે નહીં, અને જે-

મકે પાટલો, પલંગ, પતેલી, લોટો, પવાલું, પેટી, જનાવર વિગેરે. એવી ચીજોને વ્હેંચ્યા વગર પણ અર્ધી કે ત્રીજો ભાગ જેટલી આપવાની મરજી હોય દેવી જાયઝ છે. અગર તે કબજો કરી લીએ તો જેટલો ભાગ તમે દીધો હોય તેટલાનો તે માલેક બની ગયો. અને તે વસ્તુ ભાગીયાઓમાં વ્હેંચાઈ ગઇ [એમ સમજાશે].

અને જો તે ચીજ એવી છે કે વ્હેંચ્યા પછી પણ ઉપયોગ (કામ)માં લઈ શકાય જેમકે જમીન, ઘર, લુગડાનો તાકો, બાળવાનાં લાકડાં, અનાજ દૂધ, દહીં વિગેરે. તો તેને વ્હેંચી દીધા વગર (ભેટ) આપવું જાયઝ નથી. જો તમે કોઇને કહ્યું કે અમે આ વાસણમાંનું અર્ધું ઘી તમને દઇ દીધું. અને તે કહેકે મેં લઈ લીધું, તો એવી રીતે દેવું નાદુરસ્ત છે. એટલુંજ નહિ પણ તે માણસ તે વાસણપર કબજો પણ કરી લીએ તોપણ તેનો માલેક બની શકતો નથી. હજી તમામ ઘી તમારૂંજ છે. હા, એ પછી જો તેમાંથી અર્ધું ઘી કાઢીને તેને દેવામાં આવે તો હવે અલબત તે માણસ તેનો માલેક થઇ જશે.

૬ મસઅલો. એક તાકો અથવા એક મકાન કે બગીચો વિગેરે બે જણાઓએ મળી અર્ધો અર્ધો ખરીદ કીધો. ત્યારે જ્યાંસુધી વ્હેંચી નહીં લીઓ ત્યાંસુધી પોતાનો અર્ધો ભાગ કોઇને દેવું દુરસ્ત નથી.

૭ મસઅલો. આઠ આના કે બાર આનાના પૈસા બે માણસોને દીધા કે તમે અર્ધા અર્ધા વ્હેંચી લીઓ એ દુરસ્ત નથી. પણ અર્ધા અર્ધા વ્હેંચીને દેવા જોઇએ. પણ જો એક રૂપીયો અથવા એક પૈસો બે માણસોને (વ્હેંચી લેવાને) દીધો તો એ દુરસ્ત છે.

૮ મસઅલો. બકરી કે ગાયના પેટમાં બચ્ચું છે. ત્યારે તે અવતરે તે પેહલાંજ તેને દઇ દેવું જાયઝ નથી. એટલુંજ નહીં પણ (એમ આપી દીધા પછી) તે બચ્ચું પેદા થયા બાદ, તે માણસ જો તેનાપર કબજો કરશે, ત્યારે પણ તે માલેક થશે નહીં. જો દેવું હોય તો પેદા થયા પછી દીએ.

૯ મસઅલો. કોઇએ બકરી દીધી અને કહ્યું કે એના પેટમાં જે બચ્ચું છે તેને અમે દેતા નથી. તે અમારૂંજ છે. ત્યારે તે બકરી અને બચ્ચું તે (લેનારનાજ) થઈ ગયાં. પેદા થયા પછી (આપનારને) બચ્ચું લઇ લેવાનો અખત્યાર નથી.

૧૦ મસઅલો. તમારી કોઇચીજ કોઇને પાસે અનામત મુકેલી છે. તમે તેનેજ (તે ચીજ) દઈ દીધી. તો એવી હાલતમાં ફકત એટલુંજ કહી દેવાથી, કે મેં લઇ લીધી, તે માલેક બની જશે. હવે જઇને બીજી વાર તેને પોતાના કબજામાં લેવી શરત નથી, કેમકે તે ચીજ તો તે (લેનારની) પાસેજ છે.

૧૧ મસઅલો. નાબાલેગ છોકરો કે છોકરી પોતાની ચીજ કોઇને દઇ દીએ તો તેનું દેવું માતબર નથી. અને તેની ચીજ લેવી પણ નાદુરસ્ત છે. એ મસઅલાને સારી પેઠે યાદ રાખવો, એમાં બહુ લોકો ફંસેલા છે.

## બચ્ચાંઓને (ઈનામ કે ભેટ) દેવાનું બયાન.

ખતના વિગેરે કોઇ ટાકણામાં નાના બચ્ચાંઓને જે કંઇ દેવામાં આવે છે, તેથી ખાસ તેજ બચ્ચાને દેવાનો (દેનારનો) ઇરાદો હોતો નથી, પણ માબાપને દેવાનો ઇરાદો હોય છે. તેથી તે જે કંઈ મળે

તેનું બચ્ચું માલેક નથી, પણ માબાપ માલેક છે. જો બચ્ચું હોંશીયાર (મોટી ઉમરનું) હોય, તો તેનો કબજો કરી લેવો બસ છે. જયારે (તેને તે ચીજનો) કબજો કરી લીધો, ત્યારે પેલી ચીજનો માલેક થઇ ગયો. જો બચ્ચું કબજો નહીં કરે અથવા કબજો કરે તેટલી મોટી ઉમરનો નહીં હોય તો બાપ હોય તો તેના કબજા કરવાથી અને જો બાપ નહીં હોય દાદા હોય તો તેના કબજા કરવાથી બચ્ચું માલેક થઇ જશે. જો બાપ કે દાદા નહીં હોયતો જે તેનું ભરણ પોશણ કરતું હોય, તેને કબજો કરવો જોઇએ. અને બાપ કે દાદા હોય તેમ છતાં મા, નાની કે દાદી વિગેરે કોઈ બીજાનો કબજો માતબર નથી.

૧ મસઅલો. જો બાપ, અને તે નહીં હોય તે વખતે દાદો, પોતાના દીકરા કે પૌત્રીને કોઇ ચીજ દેવા ચાહે ત્યારે ફકત એટલું કહી દીએ તો હિબા દુરસ્ત થઈ જશે, કે મેં એને આ ચીજ દઇ દીધી. અને જો બાપ કે દાદો નહીં હોય તે વખતે મા, ભાઇ વીગેરે પણ જો તેને કંઈ દેવા ચાહશે તો અને તે બચ્ચું પણ તેઓની સંભાળમાં હોય તો તેઓના એમ કેહવાથી પણ તે બચ્ચું માલેક થઈ જશે. કોઈના કબજા કરવાની જરૂર નથી.

૨ મસઅલો. જે ચીજ હોય તે પોતાની ઓલાદને સરખી રીતે વ્હેંચી દીએ છોકરા અને છોકરી સાને બરાબર દીએ. જો કદી કોઈને કંઇ વધારે દીધું તો તેમાં પણ કંઇ હરકત નથી. જેને ઓછું દીધું હોય તેને નુકસાન દેવાની મરજી નહીં હોવી જોઇએ. નહીં તો ઓછું દેવું દુરસ્ત નથી.

૩ મસઅલો. જે ચીજ નાબાલેગના માલકીપણાની હોય તેનો હુકમ એ છે કે તેજ બચ્ચાંના કામમાં લગાડવી જોઇએ. કોઈને પણ પોતાના કામમાં લેવું જાયઝ નથી. પોતે માબાપ પણ પોતાના કામમાં લીએ નહીં, અને બીજા બચ્ચા ભાઇ, બેનના કામમાં પણ લગાડે નહીં.

૪ મસઅલો. જો જાહેરમાં બચ્ચાને દીધું પણ સારી પેઠે ખબર છે કે (તે દેનારની) મરજીતો માબાપનેજ દેવાની છે. પણ તે ચીજને નજીવી સમજીને બચ્ચાનાજ નામથી દઇ દીધી. તો તે માબાપની છે. તેઓ જે ચાહે તે કરે. ફરી તેમાં પણ જોઇ લીએ કે જો માના તરફવાળાઓએ દીધી હોય તો માની છે, અને જો બાપના તરફવાળાઓએ દીધી હોય તો બાપની છે.

૫ મસઅલો. પોતાના નાબાલેગ બચ્ચાને વાસ્તે લુગડાં બનાવ્યાં તો તે છોકરૂં (તે લુગડાનું) માલેક બની ગયું. નાબાલેગ છોકરીને વાસ્તે ઘરેણું બનાવ્યું તો તે છોકરી તેની માલેક બની ગઇ. હવે તે લુગડાં કે તે ઘરેણાને કોઇ બીજા બચ્ચાને પેહરાવવાં જાયઝ નથી. જેને વાસ્તે બનાવ્યાં છે તેનેજ પેહેરાવવા. અલબત જો બનાવતી વખતેજ સાફ કહી દીધું હોય કે એ મારી ચીજ છે. પેહેરવાને વાસ્તે હું ઉછીનું દઉં છું. ત્યારે તે બનાવનારનીજ રહેશે. ઘણો ખરો રિવાજ છે કે મોટા ભાઈ બેનો જરૂરને વખતે નાબાલેગ, નાના ભાઇ બેનોથી અથવા પોતે માબાપ પોતાના છોકરાથી રૂમાલ કે દુપટો વિગેરે કંઇ માંગી લે છે. તો તે ચીજોને થોડીવાર સારૂ પણ ઉછીનું લેવું દુરસ્ત નથી.

૬ મસઅલો. જેવી રીતે પોતે બચ્ચું પોતાની ચીજ કોઇને દઈ શકતું નથી તેમ બાપને પણ પોતાની નાબાલેગ ઓલાદની

કોઇ ચીજને દેવાનો અખત્યાર નથી. જો માબાપ તેની ચીજ કોઇને તદન દઇ દેશે, અથવા થોડી વારને સારૂ અથવા કેટલાક દહાડાને માટે વાપરવા ઉછીની દીએ, તો તે ચીજનું લેવું (લેનારને) દુરસ્ત નથી. અલબત જો માબાપને તે ચીજ નહીં હોવાને લીધે ઘણીજ જરૂર છે, અને તે ચીજ બીજે કોઇ ઠેકાણેથી મળી શકતી પણ નહીં હોય, તો લાચારીને લીધે તે વખતે પોતાની ઓલાદની તે ચીજ લેવી જાયઝ છે.

૭ મસઅલો. માબાપ વિગેરેને બચ્ચાનો માલ કોઇને કરજ દેવું પણ નાદુરસ્ત છે. એટલૂંજ નહીં પણ પોતે કરજ લેવું પણ નાજાયઝ છે. ખૂબ યાદ રાખો.

## દઇને પાછા લેવાનું બયાન.

૧ મસઅલો. કંઇ દઇને પાછું લેવું મોટો ગુનો છે. પણ જો પોતાની રાજી ખુશીથી દઇ દીએ તો હવે તે (પાછું લેનાર) માલેક બની જશે. પણ કેટલીક વાતો એવી છે કે જેથી પાછું લઈ લેવાનો અખત્યાર તદન રહેતો નથી. જેમકે તમે કોઇને બકરી દીધી. તેણે ખવાડીને ખુબ જાડી તૈયાર બનાવી, તો હવે પાછી લઇ લેવાનો અખત્યાર નથી. અથવા કોઇને જમીન દીધી અને તેમાં તેણે ઘર બનાવી દીધું, અથવા બગીચો કીધો, તો હવે તે પાછી લેવાનો અખત્યાર નથી. અથવા દીધા પછી તેણે લુગડાને સીવી લીધું, અથવા રંગી કાઢયું, અથવા ધોવડાવ્યું, તો હવે પાછા લેવાનો અખત્યાર નથી.

૨ મસઅલો. તમે કોઇને બકરી દીધી અને તેને બેએક બચ્ચાં થયાં તો પાછી લેવાનો અખત્યાર બાકી છે. પણ જો પાછી લીઓ તો ફકત બકરી લીઓ તેનાં બચ્ચાં લઈ શકતા નથી.



૩ મસઅલો. દીધા પછી જો લેનાર કે દેનાર મરી જાય ત્યારે પણ પાછી લેવાનો અખત્યાર રેહતો નથી.

૪ મસઅલો. તમને કોઇએ કોઇ ચીજ દીધી, ફરી તેના બદલામાં તમે પણ કોઇ ચીજ તેને દીધી, અને કહી દીધું કે લીઓ ભાઇ! તેના બદલામાં તમે આ લઈ લીઓ. ત્યારે બદલો વાળ્યા પછી હવે તેને પાછી લેવાનો અખત્યાર નથી. અલબત જો તમે એમ નહીં કહયું કે તેના બદલામાં અમે એ ચીજ દઇએ છીએ. તો તે પોતાની ચીજ અને તમે પોતાની ચીજ (એક બીજા પાસેથી) પાછી લઇ શકો છો.

૫ મસઅલો. ધણીએ ધણીઆણીને અથવા ધણીઆણીએ પોતાના ધણીને કંઇ દીધું તો તે ચીજ પાછી લેવાનો (કોઈને) અખત્યાર નથી. તેમજ જો કોઇએ એવા પોતાના સગાને કંઈ દીધું, કે જે સગાની સાથે નિકાહ હમેશને માટે હરામ છે. અને તે સગપણ લોહીનું છે. જેમકે ભાઈ, બેન, ભત્રીજો, ભાણેજ વિગેરે. તો તેની પાસેથી પાછી લેવાનો અખત્યાર નથી. અને સગપણ તો છે, પણ નિકાહ હરામ હોય તેવું સગપણ નથી, જેમકે કાકાભાઇ, ફોઇ બેન વિગેરે. અથવા નિકાહતો હરામ છે, પણ વંશ (નસબ) ને લીધેનું સગપણ નથી. જેમકે દૂધભાઇ, દુધ બેન વિગેરે. અથવા જમાઈ, સાસુ, સસરો વિગેરે, તો એ સૌથી પાછી લઇ લેવાનો અખત્યાર છે.

૬ મસઅલો. જેટલી હાલતમાં પાછી લઇ લેવાનો અખત્યાર છે, તેની મતલબ એ છે કે (એ તેજ વખતે જાયઝ છે કે જયારે) તે પોતે પાછી દેવા રાજી પણ હોય, તો તે વખતે અખત્યાર છે. જેમકે ઉપર બયાન થઇ ગયું. પણ ગુનો તો એ-

માં પણ છે. અને જો તે રાજી નહીં હોય, અને પાછી નહીં દીએ, તો જોરજુલમથી પાછી લેવી તો તદન જાયઝ નથી, અને હરામ છે.

૭ મસઅલો. હિબા કરવાના જેટલા બયાન થયા છે, તેવાજ ઘણા ખરા મસઅલા ખોદાપાકને વાસ્તે ખેરાત કરવાના છે. જેમકે ફકીર (ભિક્ષક) જ્યાં સુધી કબજો નહીં કરે ત્યાં સુધી તે કોઇ ચીજનો માલેક બની શકતો નથી. અને જે ચીજને વ્હેંચીને આપવી શર્ત છે, તે ચીજને અહીં (ખેરાત કરવામાં) પણ વ્હેંચીને આપવી શરત છે. જે ચીજ ખાલી કરીને દેવી જરૂરી છે, તેને એ(ખેરાત)માં પણ ખાલી કરીને દેવી જરૂરી છે, અલબત એ વાતોનો ફરક છે (૧) હિબામાં રાજી ખુશીથી પાછી લેવાનો અખત્યાર રહે છે. અને અહીં (ખેરાતમાં) પાછી લેવાનો અખત્યાર નથી. (૨) આઠ દસ આનાના પૈસા અથવા આઠ દસ રૂપીઆ જો બે ફકીરોને દીઆ, કે તમે બંને વ્હેંચી લેશો, તો જાયઝ છે, પણ હિબામાં તેમ કરવું દુરસ્ત નથી.

૮ મસઅલો. કોઈ ફકીરને પૈસો દેવા ગયા અને ભૂલથી આઠઆની દેવાઇ ગઇ, તો તે પાછી લઈ લેવાનો તમને અખત્યાર નથી.

## ભાડે લેવાનું બયાન.

૧ મસઅલો. જ્યારે એક મહિનાને વાસ્તે તમે ઘર ભાડે રાખ્યું. અને પોતાના કબજામાં લઈ લીધું તો મહિના પછી કિરાયું દેવું પડશે. પછી ગમે તો તેમાં તમે રહયા હોય અથવા ખાલી પડી રહેલું હોય દરેક હાલતમાં (કિરાયું દેવું) વાજેબ છે.

૨ મસઅલો. દરજી લુગડું સીવીને કે રંગારો રંગીને, અથવા ધોબી ધોઇને લાવ્યો, તો તેને અખત્યાર છે કે જ્યાંસુધી તમારાથી પોતાની મજુરી નહીં લીએ ત્યાંસુધી તમને લુગડું દીએ નહીં. તેની મજુરી ચુકવ્યા વગર, તેની પાસેથી જોરજુલમથી લેવું દુરસ્ત નથી. અને જો કોઇ મજૂર પાસે એક આનો મજુરી ઠેરવીને એક ગુણી અનાજની ઉઠાવાવી, ત્યારે તે પોતાની મજૂરી લેવા વાસ્તે તમારી અનાજની ગુણી રોકી શકતો નથી. કેમકે ત્યાંથી ઉઠાવી લાવવાથી અનાજમાં કોઈ નવી ચીજ પેદા થઇ નહીં. અને ઉપરના (એજ) મસઅલામાં લુગડામાં એક નવી વાત પેદા થઇ ગઇ હતી.

૩ મસઅલો. જો કોઇએ શરત કીધી કે મારૂં લુગડું તમેજ સીવજો, અથવા તમેજ રંગજો, અથવા તમેજ ધોજો, તો તેને બીજાની પાસે ધોવડાવવું જાયઝ નથી. અને જો એવી શરત કીધી નથી તો બીજાની પાસે પણ તે સીવડાવી, રંગાવી કે ધોવડાવી શકે છે.

## ફાસિદ ઇજારાનું બયાન

(ઇજારો એ શબ્દ ફિકેહમાં ભાડે દેવું અને મજૂરીએ રાખવું બંને અર્થમાં વપરાય છે.)

૧ મસઅલો. જો ઘર કિરાએ લીધું અને તે વખતે કંઇ મુદત મુકર્રર નહિ કીધી કે કેટલા દિવસને વાસ્તે એક રૂપીયો દેવાનો છે, અથવા ભાડું ઠેરવ્યુંજ નહીં, અને એમજ લઇ લીધું, અથવા એવી શરત કીધી કે એમાં જે કંઈ પડી ભાંગી જશે તે અમે પોતાની પાસેથી (કિરાયા ઉપ્રાંત) બનાવી દેશું, અથવા કોઇને ઘર એવા વાયદાપર કિરાએ દીધું કે એને મરામત કરાવ્યા કરે અને કિરાયું કંઈ દીએ

નહિ એ સૌ ફાસિદ ઇજારો છે.

૨ મસઅલો. કોઇએ એમ કહીને ઘર કિરાએ રાખ્યું કે બે રૂપીયા દર મહિને આપ્યા કરશું. તો એકજ મહિના સારૂ ઇજારો દુરસ્ત થશે. મહિના પછી ઘરના માલેકને તેને તેમાંથી કાઢવાનો અખત્યાર છે. ફરી જ્યારે બીજા મહિનામાં પણ તમે તેમાં રહી પડ્યા, તો એક મહિનાનો બીજો ઇજારો હવે જાયઝ થઇ જશે. એવીજ રીતે દર મહિને નવો ઇજારો થતો રેહશે. અલબત જો એમ પણ કહી દીધું કે ચાર મહિના કે છ મહિના રહીશ. તો જેટલી મુદત બતલાવી હોય તેટલી મુદત સુધીનો ઇજારો દુરસ્ત થયો. એ મુદત પૂરી થાય તે પેહલાં ઘરનો માલેક તમને કાઢી શકશે નહિ.

૩ મસઅલો. દળવાને વાસ્તે કોઇને ઘઉં દીધા, અને કહ્યું કે એમાંથીજ પા સેર લોટ (આટો) દળામણ લઇ લેજો. અથવા ખેતરની કપામણી થઈ અને કહ્યું કે એમાંથી એટલું અનાજ લઈ લેજો. એ સૌ ફાસિદ (બાતેલ) છે.

૪ મસઅલો. ફાસિદ ઇજારાનો હુકમ એ છે, કે જે કંઇ કોલકરાર થયો હશે તે અપાવવામાં આવશે નહીં. પણ એટલા કામ સારૂ જેટલી મજૂરી અપાવવાનો દસ્તુર હશે, અથવા એવા ઘરને વાસ્તે જેટલું ભાડું આપવાનો રિવાજ હશે તે અપાવવામાં આવશે. પણ જો દસ્તુર વધારે હોય અને ઠેરવેલી રકમ તે કરતાં ઓછી હશે, તો દસ્તુર અને રિવાજ મુજબ અપાવવામાં આવશે નહીં. પણ તેને તેટલુંજ મળશે કે જેટલું ઠેરવવામાં આવ્યું હતું. મતલબ એ કે (ઠરવેલી રકમ અને દસ્તુર કે રિવાજમાં) જે ઓછી રકમ હશે તે દેવાડવામાં આવશે.

૫ મસઅલો. ગાવું, વગાડવું, નાચવું, વાંદરાનો ખેલ કરવો વિગેરે જેટલા ગુનાના ખરાબ કામો છે, તેઓનો ઇજારો તદન નાજાયઝ અને બાતેલ છે. તેથી કરીને તેઓને કંઇ અપાવવામાં આવશે નહીં.

૬ મસઅલો. કોઇ હાફેઝને મુકર્રર કીધો કે એટલા દહાડા ફલાણાની કબરપર [કુરઆને શરીફ) પઢા કરજો, અને તેનો સવાબ મોકલતા રહો; એ નાજાયઝ છે, અને તદન બાતેલ છે. નહીં પઢનારને સવાબ મળશે, અને નહીં મુડદાને. અને તેને કંઇ પગાર ( એ વિશે ) દઇ શકાશે નહીં.

૭ મસઅલો. પઢવા વાસ્તે કોઈ કિતાબ ભાડે લેવી નાજાયઝ છે.

૮ મસઅલો. એ જે દસ્તુર છે કે બકરી, ગાય, ભેંસ વિગેરેને ગર્ભવાળી કરવામાં જે માણસનો બકરો, બળદ કે પાડો હોય છે તે કંઇ મજુરી એ બાબત લે છે, એ તદન હરામ છે.

૯ મસઅલો. બકરી કે ગાય અથવા ભેંસને ભાડેથી દુધ પીવા વાસ્તે રાખવી દુરસ્ત નથી.

૧૦ મસઅલો. જનાવરોને અડધા ભાગપર દેવું દુરસ્ત નથી. એટલે એમ કેહવું કે આ મરઘી અને બકરીઓ લઇ જાઓ, અને સારી રીતે પાળીને જેટલાં બચ્ચાં તેઓનાં થાય, તેમાંથી અર્ધા તમે લેજો અને અર્ધા અમને દેજો. (એને ઉર્દુમાં અધ્યાન કહે છે).

૧૧ મસઅલો. ઘરને શણગારવા વાસ્તે ઝુમ્મર, ફાનુસો વિગેરે ભાડે લેવાં દુરસ્ત નથી. જો લાવશે તો દેનારને કીરાયું લેવાનો હક નથી. અલબત જો ઝુમ્મર, ફા-

નુસ, હાંડી, ગલાસ વિગેરેને (ઘરને શણુગારવાને નહીં પણ) ઘરમાં બાળવા વાસ્તે [ભાડે] લીધાં તો જાયઝ છે.

૧૨ મસઅલો. કોઇ ગાડી કીરાએ રાખી, તો રિવાજ અને કાયદા કરતાં વધારે માણુસોએ તેમાં ધસી પડવું દુરસ્ત નથી. તેમજ પાલખીમાં મજુરો (કહારો) જે ઉઠાવનારા હોય, તેઓની રજા લીધા વગર વધારે માણુસોનું બેસવું જાયઝ નથી.

૧૩ મસઅલો. કોઈ ચીજ ખોવાઈ ગઈ. (જેની ચીજ છે) તેણે કહયું જે અમારી ચીજનો પત્તો દેખાડશે કે કયાં છે તો અમે તેને એક પૈસો દેશું. ત્યારે જો કોઇ બતલાવે, તોપણ તેનો હક નથી કે તે પૈસો લઇ શકે. કેમકે એ ઇજારો દુરસ્ત નથી. અને કોઈ ખાસ માણુસને કહયું હોય કે જો તમે બતલાવશો તો પૈસો તમને દેવામાં આવશે, ત્યારે જો તેણે પોતાની જગ્યાએ બેઠાં બેઠાં અથવા ઉભા ઉભા બતલાવી તો તેને કંઈ પણ મળશે નહીં. અને જો કેટલુંક ચાલ્યા પછી બતલાવી હોય તો પૈસો કે પૈ, જેટલાનો વાયદો કીધો હોય તેટલું તેને મળશે.

## નુકસાની ભરી લેવાનું બયાન.

૧ મસઅલો. રંગારો, ધોબી, દરજી, વિગેરેથી કંઈ કામ કરાવ્યું, ત્યારે જે ચીજ કે તેને દીધી હોય તે તેની પાસે અનામત છે. ચોરાઈ જાય, અથવા નાચારી અને અજાણુતાથી બીજી કોઇ પણ રીતે નુકસાન થઇ જાયતો તેઓથી તેની નુકસાની ભરી લેવી જાયઝ નથી. અલબત જો તેણે એવી રીતે કુંદી કીધી કે લુગડું ફાટી ગયું, અથવા સારૂં લુગડું ભઠ્ઠીમાં મુકીદીધું, અને તેથી તે ખરાબ થઇ ગયું, તો તેની નુકસાની ભરી લેવી જાયઝ છે. અને જો કપડાં ખોવાઇ ગયાં, અને તે કહે છે કે અમને ખબર નથી કે કેવી રીતે ખોવાયા અને શું થયું. તો તેની નુકસાની ભરી લેવી પણ દુરસ્ત છે. અને જો તે કહે કે મારે ત્યાં ચોરી થઈ ગઇ, અને તેમાં તેપણુ ચોરાઇ ગયાં (અને તપાસ કરતાં* તેની વાત ખરી માલમ પડી) તો નુકસાની ભરી લેવી જાયઝ નથી.

૨ મસઅલો. કોઇ મજુરને ઘી તેલ વિગેરે ઘર પહોંચાડવા સારૂ દીધું. તેણે રસ્તામાં ઢોળી કાઢયું. તો તે ભરી લેવું જાયઝ છે.

૩ મસઅલો. અને જે માણુસ એવો ધંધો કરતો નથી, પણ તમારે ત્યાંજ કામ કરવા સારૂ રાખેલો છે, જેમકે નોકર, ચાકર, તેમજ તે મજૂર કે જેને તમે એક દહાડો કે બેચાર દહાડાને વાસ્તે મજુરીએ રાખેલો છે, તેના હાથે જો કંઇ જતું રહે તો તે ભરી લેવું જાયઝ નથી. અલબત જો તે જાણી જોઈને કંઇ નુકસાન કરે તો તે નુકસાની ભરી લેવી જાયઝ છે.

૪ મસઅલો. બચ્ચાને રમાડવાપર જે નોકર હોય છે, તેની ગફલતથી બચ્ચાનું ઘરેણું અથવા બીજું કંઇ જતું રહયું, તો તેની નુકસાની ભરી લેવી નાદુરસ્ત છે.

## ઇજારો તોડી નાંખવાનું બયાન.

૧ મસઅલો. કોઈ ઘર ભાડે રાખ્યું તેમાં પાણી બહુ ગળતું હોય, અથવા તેનો કેટલોક ભાગ પડી ગયો, અથવા એવીજ કોઇ બીજી એબ તેમાં નીકળી આવી જેથી હવે તેમાં રેહવું મુશકેલ છે. ત્યારે ઇજારાને તોડી નાંખવું જાયઝ છે. અને જો તે ઘર તદન ભાંગી પડયું તો ઇજારો પો-

* તપાસ કરવી એટલાજ સારૂ જરૂરી છે કે નહિ તો આજકાલના ધોબીઓને જો એ મસઅલો માલમ પડી જાયતો એવા સેંકડો કપડા હજમ કરી જશે.

તેજ તૂટી ગયો. તમારા તોડવાની અને ઘરના માલેકને તે બાબત રાજી થવાની કંઈ જરૂર રહી નહીં.

૨ મસઅલો. જયારે ભાડે રાખનાર અને ભાડે દેનારમાંથી કોઈ મરી જાય તો ઇજારો ટુટી જાય છે.

૩ મસઅલો. કોઈ એવો ઉજર પેદા થાય કે જેથી ઇજારો તોડવો પડે, તો લાચારીને વખતે તોડવું દુરસ્ત છે, જેમકે કેથે જવા વાસ્તે ગાડી કિરાયે મંગાવી પણ પછી વિચાર બદલાઇ ગયો, અને હવે જવાનો ઉરાદો નથી, ત્યારે ઇજારો તોડી નાંખવો દુરસ્ત છે.

૪ મસઅલો. કોઈ ચીજ (ગાડી વિગેરે) ભાડે રાખીને તેનું બયાનું દેવાનો આપણે ત્યાં રિવાજ છે. જો જવું થયું તો પછી તેને પૂરૂં ભાડું આપવામાં આવે છે. અને તે આપેલું બેયાનું તેમાં કાપી લેવામાં આવે છે. અને જો જવું નહિ થયું તો તે (ભાડું લેનાર) બેયાનાને પાછો દેતો નથી. એમ દુરસ્ત નથી. તેને જોઈએ કે બયાનું પાછું દઈ દીએ.

## વગર રજાએ કોઇની ચીજ લઇ લેવાનું બયાન.

૧ મસઅલો. કોઇની ચીજ વગર રજાએ લઈ લેવી, અથવા તે હાજર નહીં હોય ત્યારે લઇ લેવી, મોટો ગુનો છે. કેટલીક ઓરતો પોતાના ધણીની અથવા કોઇ બીજા સગા વ્હાલાની ચીજ વગર રજાએ લઇ લે છે, એ પણ દુરસ્ત નથી. જે ચીજ વગર રજાએ લીધી, ત્યારે જો તે ચીજ હમણા હાજર હોય, તો તેજ ચીજ તેવીજ પાછી આપી દીએ. અને જો વપરાઇ ગઇ હોય, તો તેનો હુકમ એ છે કે જો તે એવી ચીજ હોય કે તેવીજ ચીજ બજારમાં મળી શકતી હોય, જેમકે અનાજ, ઘી, તેલ, રૂપીઆ અને પૈસા, તો જે ચીજ લીધી હોય તેવીજ ચીજ મંગાવી દેવી વાજેબ છે. અને જો એવી કોઇ ચીજ લઇને નુકશાન કરી નાંખી કે તેના જેવીજ ચીજ મળવી મુશકેલ છે. તો તેની કિંમત દેવી પડશે. જેવી કે મરઘી, બકરી, જમરૂખ, નારંગી, સફરજલ વિગેરે.

૨ મસઅલો. પલંગનો એક પાયો ટુટી ગયો. અથવા એવીજ કોઇ ચીજ તેમાં ભાંગી ગઇ, અથવા બીજી કોઇ ચીજ લીધી હતી તે બગડી ગઇ, તો એમ થવાથી માલેકનું જે નુકશાન થયું હશે તે દેવું પડશે.

૩ મસઅલો. પારકા રૂપીયાઓથી માલેકની રજા વગર વેપાર કીધો. ત્યારે તેમાં જેટલો નફો થાય તે લેવો દુરસ્ત નથી. પણ અસલ મુડી માલેકને પાછી દીએ, અને જેટલો નફો થયો હોય તેને એવા લોકોમાં ખેરાત કરી દીએ કે જેઓ ઘણાજ મોહતાજ હોય.

૪ મસઅલો. કોઇનું લુગડું ફાડી નાંખ્યું. ત્યારે જો થોડું ફાટી ગયું હોય, તો જેટલું નુકસાન થયું હોય તેટલું ભરી અપાવશું. અને જો એટલું ફાડી નાંખ્યું કે હવે તે કામમાં આવે તેવું નથી. જેમકે દુપટો એવો ફાડી નાંખ્યો કે હવે તે દુપટાને લાયક રહયો નહીં. અલબત તેની નાની બંડીઓ બની શકે છે. ત્યારે એ સૌ લુગડું તેજ ફાડનારને દઇ દીએ અને તેની પૂરી કીંમત ભરી લીએ.

૫ મસઅલો. કોઇનું નંગ લઇને વીંટીમાં જડાવી લીધું, ત્યારે તેની કીંમત દેવી પડશે. વીંટીને તોડાવી નંગ કઢાવી દેવો વાજેબ નથી.

૬ મસઅલો. કોઇનું લુગડું લઇને

રંગાવી લીધું, તો તેને અખત્યાર છે કે જોઇએતો તે રંગેલુંજ લુગડું લઇ લીએ, અને રંગવાનો જે ખર્ચો થયો હોય તે દઇ દીએ. અને ગમે તો પોતાના લુગડાની કીંમત લઇ લીએ. અને લુગડું તેનેજ દઇ દીએ.

૭ મસઅલો. નુકસાની ભરી આપ્યા પછી જો તે ચીજ મળી આવે, તો જોવું જોઇએ કે નુકસાની જો માલેકના કેહવા મૂજબ દીધી હોય, તો હવે તે ચીજ પાછી આપવી વાજેબ નથી. હવે તેજ તેનો માલેક છે. અને જો તેના બતલાવ્યા કરતાં ઓછી દીધી હોય, તો તેની ભરી આપેલી નુકસાની પાછી દઇને પોતાની ચીજ પાછી લઇ શકે છે.

૮ મસઅલો. બીજાની ગાય કે બકરી ઘરમાં ચાલી આવી, ત્યારે તેનું દુધ દોહી લેવું હરામ છે. જેટલું દૃધ લેશે તેની કીંમત દેવી પડશે.

૯ મસઅલો. સોઇ, ધાગો, તમાકૂ, કાથો, સોપારી, કોઇ પણ ચીજ વગર રજાએ લેવી જાયઝ નથી. જો લીધી હોયતો તેની કીંમત દેવી વાજેબ છે. અથવા તેને કહીને માફ કરાવી લીએ. નહીં તો કેયામતને દહાડે દેવી પડશે.

૧૦ મસઅલો. ધણી પોતાને વાસ્તે કંઇ લુગડું લાવ્યો. ઓરતે વેતરતી વખતે તેમાંથી કંઇક ચોરીને રાખ્યું અને ધણીને કહ્યું નહીં, તો એ નાદુરસ્ત છે. જે કંઇ લેવું હોય તે કહીને લીએ. અને જો તે રજા નહીં દીએ તો નહીં લીએ.

## ભાગીયા હોવાનું બયાન.

૧ મસઅલો. એક માણસ મરી ગયું અને તેણે કંઇક માલ છોડયો, ત્યારે તેના જેટલા વારસો હોય તે સૌનો તેમાં ભાગ છે. જ્યાંસુધી સૌથી રજા નહીં લઇ લીએ ત્યાં સુધી તે માલને પોતાના કામમાં કોઇ લઇ શકશે નહીં. જો લેશે અને પોતે ફાયદો ઊઠાવશે તો ગુનો થશે.

૨ મસઅલો. બે ઓરતોએ મળીને કેટલાક વાસણ ખરીદ કીધા તો તે વાસણો બંનેના ભાગમાં ગણાશે. બીજીની રજા લીધા વગર તેઓમાંની એક ઓરતને તે સૌને પોતેજ વાપરવાં અથવા વેચી નાંખવાં જાયઝ નથી.

૩ મસઅલો. બે ઓરતોએ પોતપોતાના પૈસા મેળવીને ભાગમાં જમરૂખ, નારંગી, બોર, કેરીઓ, જાંબૂ, કાકડી, ચીબડાં, ખરબુઝો વિગેરે કોઇ ચીજ વેચાતી મંગાવી. અને જ્યારે તે ચીજ બજારથી આવી ત્યારે તે બંનેમાંની એક ઓરત તો છે, અને બીજી કેથે ગઇ છે. ત્યારે એમ નહીં કરશો કે અર્ધો ભાગ પોતે લઈ લીએ અને અર્ધો ભાગ તેનો જુદો કરી દીએ. કે જ્યારે તે આવશે ત્યારે પોતાનો ભાગ લઇ લેશે. જ્યાંસુધી બંને ભાગીદારો હાજર નહીં હોચ ત્યાંસુધી ભાગ વ્હેંચી લેવો જાયઝ નથી. જો તેણીના આવ્યા વગર પોતાનો ભાગ જુદો કરીને ખાઇ ગઇ તો બહુ મોટો ગુનો થયો. અલબત જો ઘઉં કે બીજું કોઇ અનાજ ભાગમાં મંગાવ્યું, અને પોતાનો ભાગ વ્હેંચીને લઇ લીધો, અને બીજીનો ભાગ તેણી આવી તે વખતે દઈ દીધો તો જાયઝ છે. પણ એવી હાલતમાં જો બીજીના ભાગમાંથી તેણીને અપવા પેહેલાં કંઇ ચોરાઇ ગયું તો તે નુકસાની બંનેની ગણાશે અને તે (બીજી) પેહેલીના ભાગમાંથી ભાગ લેશે.

૪ મસઅલો. સો સો રૂપીયા મેળવીને બે જણાએ કોઇ વેપાર કીધો. અને

એવો કોલ કરાર કીધો કે જે કંઇ નફો થાય તેમાં અર્ધો ભાગ તમારો અને અર્ધો અમારો, તો એ દુરસ્ત છે. અને જો કહેકે એક ભાગ તમારો અને બે ભાગ અમારા તો પણ જાયઝ છે. પછી ગમે તો બંનેએ સરખી રકમ વેપારમાં રોકી હોય, અથવા વધારે કે ઓછી, સૌ જાયઝ છે.

૫ મસઅલો. હજી કંઇ માલ ખરીદવામાં નહીં આવ્યો. અને તે પહેલાં સૌ રૂપીયા ચોરાઇ ગયા. અથવા બંનેના રૂપીયા હજી જુદા જુદા મુકેલા હતા અને બંનેમાંથી એકના રૂપીયા ચોરાઇ ગયા. તો ભાગીયા પણું જતું રહ્યું. ફરીથી ભાગીયા થાય અને પછી વેપાર કરે.

૬ મસઅલો. બે જણાએ ભાગ કીધો અને કહયું કે સો રૂપીયા અમારા અને સો રૂપીયા તમારા મેળવીને તમે કાપડનો વેપાર કરો. અને નફો આપણે અડધો અડધ વ્હેંચી લેશું. પછી બંનેમાંથી એકે કેટલુંક કાપડ ખરીદી લીધું. પછી બીજાના સો રૂપીયા ચોરી થઇ ગયા. ત્યારે જેટલો માલ ખરીદ કીધો હશે તે બંનેના ભાગમાંજ ગણાશે. તેથી કરીને અડધી કીંમત તેનાથી (કે જેના સો રૂપીયા ચોરાઈ ગયા છે) લઇ શકે છે.

૭ મસઅલો. વેપારમાં જો એવી શરત કીધી કે દસ કે પંદર રૂપીયા નફામાંથી અમે લેશું બાકી જે કંઇ નફો થાય તે સૌ તમારો છે એ દુરસ્ત નથી.

૮ મસઅલો. વેપારના માલમાં કંઇ ચોરાઇ ગયું તો બંનેનું નુકસાન ગણાશે. એમ નહીં સમજવું કે જે નુકસાન થયું તે એકનેજ માથે છે. જો એવો કોલ કરાર થયો કે જે નુકસાન થશે તો તે સૌ અમારે (એકને) માથે છે. અને જો નફો થાય તો તે અડધો અડધ વ્હેંચી લેશું તો એ પણ જાયઝ નથી.

૯ મસઅલો. જ્યારે ભાગીયાપણું નાજાયઝ થઇ ગયું, તો હવે નફો વ્હેંચવામાં કોલ કરાર કંઇ માતબર રહયો નહીં. પણ જો બંનેના રૂપીયા બરાબર હોય તો નફો પણ સરખે ભાગે મળશે. અને જો ભાગ સરખો નહીં હોય તો જેના રૂપીયા વધારે હશે તેને નફો પણ તેટલોજ વધારો મળશે. પછી ગમે તે કોલ કરાર થયો હોય. કોલ કરાર તેજ વખતે માતબર છે કે જ્યારે ભાગીયાપણું દુરસ્ત રીતે થયો હોય, અને નાજાયઝ થવા પામે નહીં.

૧૦ મસઅલો. બે ઓરતોએ મળી એવું નકકી કીધું કે આમતેમથી જે કંઈ સીવવાનું કામ મળે તે આપણે બંને સીવશું, અને જે કંઇ મજુરી આવશે તે અડધો અડધ વ્હેંચી લેશું. ત્યારે એમ ભાગમાં કામ કરવું દુરસ્ત છે. જો એવો કોલકરાર કીધો કે બંને મળીને સીવીશું, પણ નફામાં બે ભાગ મારા અને એક ભાગ તારો તે પણ દુરસ્ત છે. અને જો એવી રીતે નકકી કીધું કે ચાર આના કે આઠ આના અમારા અને બાકીની સૌ મજૂરી તમારી, તો એ દુરસ્ત નથી.

૧૧ મસઅલો. મજકૂર બંને ઓરતોમાંથી એક ઓરતે એક લુગડું સીવવા વાસ્તે લઇ લીધું, ત્યારે બીજીને એમ કેહવાનો હક નથી કે આ લુગડું તમે કેમ લીધું ? તમે લીધું તો હવે તમેજ સીવો. પણ હવે બંનેને માથે તેનું લેવું વાજેબ થઇ ગયું. જો એક નહીં સીવી શકે તો બીજીને સીવવુંજ જોઇએ અથવા બંને મળીને સીવે. મતલબ એ કે સીવવાથી

તેણી ઈનકાર કરી શકતી નથી.

૧૨ મસઅલો. જેનું લુગડું હતું તેણી લેવા આવી. અને જે ઓરતે તેણીની પાસેથી તે લુગડું લીધું હતું તે હાજર નથી, પણ બીજી હાજર છે. ત્યારે આ બીજી ઓરત પાસે પણ તેણી માંગી શકે છે. તે ઓરત એમ કહી શકતી નથી કે મારી સાથે તમારે શું લેવું દેવું છે? જેને તમે લુગડું દીધું હોય તેણીથી માંગો.

૧૩ મસઅલો. એવીજ રીતે (તે બંનેમાંની) દરેક ઓરત તે (સીવડાવેલા) લુગડાની મજૂરી અને સીવડામણ માંગી શકે છે. જેણે લુગડું સીવવા વાસ્તે દીધું હતું તે એમ કહી શકતી નથી, કે હું તમને મજુરી દઇશ નહીં. પણ જેણીને લુગડું દીધું હતું તેણીનેજ મજૂરી દઇશ. જ્યારે બે ઓરતો ભાગમાં સીવવાનું કામ કરતી હોય ત્યારે તેમાંની દરેકને મજૂરીનો તકાદો કરવાનો હક છે. તે બંનેમાંથી જેણીને (સીવાડનાર) સીવડામણ દઈ દેશે તો તેને માથેથી ઉતરી જશે.

૧૪ મસઅલો. બે ઓરતોએ ભાગ કીધો કે ચાલો જંગલમાંથી લાકડાં વણી લાવીએ. અથવા અડીયાં ચુંટી લાવીએ. તો એ ભાગ જાયઝ નથી. જેને જે કંઈ તેણીના હાથમાં આવી જાય તે તેની માલેક છે. એમાં ભાગ થઇ શકતો નથી. +

૧૫ મસઅલો. એકે બીજાને કહ્યું કે અમારી મરઘીનાં ઈંડાં તમારી મરઘી નીચે મુકી દીઓ. જે બચ્ચાં નીકળે તે આપણે સરખે ભાગે વ્હેંચી લેશું. એ જાયઝ નથી.

+ સુરત જીલ્લામાં રેલના પાણી ચઢે છે ત્યારે લોકો વહાણુમાં જઇ ભાગમાં લાકડાં પકડે છે, અને પછી ભાગ પાડે છે, એ પણ નાજાયઝ છે. જે કોઈ જે પકડે તે તેનુંજ છે. તેમાં કોઇના ભાગ રાખવો જાયઝ નથી.

## ભાગમાં વ્હેંચવાની ચીજ વ્હેંચી લેવાનું બયાન.

૧ મસઅલો. બે માણસોએ બજારથી ઘઉં મંગાવ્યા. ત્યારે હવે વ્હેંચતી વખતે બંનેનું ત્યાં હાજર હોવું જરૂરી નથી. ભાગીદાર હાજર નહોય, ત્યારે પણ સારી રીતે વજન કરીને તેનો હિસ્સો જુદો કરીને પોતાનો હિસ્સો જુદો કરી લેવો દુરસ્ત છે. જ્યારે પોતાનો ભાગ જુદો કરી લીધો ત્યારે પોતે ખાય, પીએ, અથવા કોઇને તે ભાગ દઈ દીએ, જે ચાહે તે કરે. સો જાયઝ છે. એવીજ રીતે તેલ ઈંડાં વિગેરેનો પણ હુકમ છે. મતલબ એ કે જે ચીજ એવી હોય કે તેમાં એક બીજામાં કોઈ તરેહનો ફરક નહીં હોય, જેમકે ઈંડાં, કે જે સો સરખાં હોય છે. અથવા ઘઉંના બે ભાગ કીધા ત્યારે જેવો એક ભાગ તેવોજ બીજો પણ. એવી તમામ ચીજોનો હુકમ એજ છે, કે બેમાંથી એક ભાગીદાર નહીં હોય તો બીજાને તે સરખે ભાગે વ્હેંચી લેવી દુરસ્ત છે. પણ જો બીજા ભાગીદારે હજી પોતાનો ભાગ લીધો નહીં હતો, અને એટલામાં કોઇ તરેહથી તે જતો રહયો, ત્યારે તે નુકશાની બંનેને ભોગવવી પડશે. જેવી રીતે કે ભાગીયાપણાના બયાનમાં એ વાત આવી ગઇ. અને જે ચીજોમાં ફરક હોય છે, જેમકે જમરૂખ, નારંગી વિગેરે તેઓનો હુકમ એ છે કે જ્યાં સુધી બંને ભાગીયા હાજર નહીં હોય ભાગ વ્હેંચી લેવો દુરસ્ત નથી.

૨ મસઅલો. બે છોકરીઓએ મળી કેરી જમરૂખ વિગેરે કંઇ મંગાવ્યાં, અને તેમાંની એક કેથી ચાલી ગઇ, ત્યારે હવે તેમાંથી ખાવું જાયઝ નથી.

જયારે તેણી આવે ત્યારે તેણીની રૂબરૂમાં પોતાનો ભાગ જુદો કરે ત્યારે ખાય, નહીં તો ઘણો મોટો ગુનો થશે.

૩ મસઅલો. બે જણીઓએ મળી ચણા ભુંજાવ્યા ત્યારે ફકત અટકળથી આસરે વ્હેંચી લેવા દુરસ્ત નથી. પણ સારી રીતે તોલીને અડધો અડધ કરી લેવા જોઇએ જો કોઈ તરફ વધઘટ થઇ જશે તો વ્યાજ ગણાશે.

## ગિરવી મુકવાનું બયાન.

૧ મસઅલો. તમે કોઇની પાસેથી દસ રૂપીયા ઉછીના લીધા અને ભરોસાને વાસ્તે પોતાની કોઇ ચીજ તેની પાસે મુકી કે તને જો મારાપર ભરોસો નહીં હોય તો મારી આ ચીજ પોતાની પાસે રાખ. જયારે હું રૂપીયા ચુકવીશ ત્યારે પોતાની ચીજ હું લઇ લેશ. એ જાયઝ છે. અને એનેજ ગીરવી મુકવું કહે છે. પણ વ્યાજ આપવું કોઈ પણ રીતે જાયઝ નથી. જેવી રીતે કે આજ કાલ સાહુકારો વ્યાજ લઇને ગીરવી રાખે છે, એ દુરસ્ત નથી. વ્યાજ લેવું અને દેવું એ બંને હરામ છે.

૨ મસઅલો. જયારે તમે કોઇ ચીજ ગીરવી મુકી ત્યારે જયાં સુધી તમે તે કરજ નહીં ભરી દીઓ ત્યાં સુધી તે પોતાની ચીજ માંગવાનો અને લઇ લેવાનો તમને કોઇ પણ રીતે હક નથી.

૩ મસઅલો. જે ચીજ તમારી પાસે કોઈએ ગીરવી મુકી, ત્યારે હવે તે ચીજને વાપરવી, તેનાથી કોઇ તરેહનો ફાયદો હાંસેલ કરવો, (જો બગીચો હોય તો) એવા બગીચાના ફળ વિગેરે ખાવા, એવી જમીનમાં પાકેલું અનાજ અથવા (તેની આમદાનીના) રૂપીયા ખાવા, એવા ઘરમાં રહેવું, કંઇ પણ દુરસ્ત નથી.

૪ મસઅલો. જો બકરી, ગાય વિગેરે ગીરવી હોય તો તેનું દૂધ બચ્ચું વિગેરે જે કંઇ હોય તે પણ ગીરવી મુકનારનુંજ છે. જેને ત્યાં ગીરવી મુકેલી છે તેને લેવું જાયઝ નથી. દૂધ વેચીને તેની કીંમતને પણ ગીરવી ચીજની સાથે મુકે. જયારે તે પોતાનું કરજ ચૂકવી દીએ, ત્યારે ગીરવી રાખેલી ચીજ અને દૂધની કીંમતના પૈસા સૌ તેને દીએ, અને ખવાડવાનો જેટલો ખર્ચો થયો હોય તે કાપી લીએ.

૫ મસઅલો. જો તમે તમારાપર લ્હેણા કેટલાક રૂપીયા દીધા ત્યારે પણ ગીરવી મુકેલી ચીજ તમે લઇ શકતા નથી. જયારે સૌ રૂપીયા ચૂકવી દેશો ત્યારે તે ચીજ મળશે.

૬ મસઅલો. જો તમે દસ રૂપીયા ઉછીના લીધા, અને દસ રૂપીયાનીજ ચીજ, અથવા પંદર કે વીસ રૂપીયાની ચીજ ગીરવી મુકી, અને તે ચીજ તેની પાસેથી જતી રહી, તો હવે તે માણસ તમારી પાસેથી નહીં પોતાના લ્હેણા રૂપીયા લઇ શકે છે, અને તેમજ નહિ તમે તેની પાસેથી પોતાની ગીરવી મુકેલી ચીજની કીંમત લઇ શકો છો. તમારી ચીજ ગઇ અને તેના રૂપીયા ગયા. અને જો (દસ રૂપીયા લઇને) પાંચ રૂપીયાની ચીજ ગીરવી મુકી અને તે જતી રહી તો પાંચ રૂપીયા તમારા વસૂલ થઈ ગયા. અને હવે તમને પાંચ રૂપીયા તેને દેવા પડશે.

## વસીયતનું બયાન.

એમ કેહવું કે મારા મરણ પછી મા-

રો માલ એટલો ફલાણા માણસને અથવા ફલાણા કામમાં દઈ દેજો, એને વસીયત કહે છે. પછી ગમેતો તંદોરસ્તીની હાલતમાં એમ કહે અને ચાહેતો બીમારીની હાલતમાં કહે. પછી ગમેતો (જે બીમારીમાં એમ કહ્યું હોય) તેજ બીમારીમાં મરી જાય અથવા તેનાથી સારો થઈ જાય. અને જો પોતે પોતાને હાથે કોઇ ઠેકાણે દઇ દીએ, અથવા કોઇનાપર લ્હેણા રૂપીયા માફ કરી દીએ, તો તેનો હુકમ એ છે કે તંદોરસ્તીની હાલતમાં દરેક રીતે જાયઝ છે. અને એવીજ રીતે જે બીમારીથી તંદુરસ્ત થઇ જાય તેમાં પણ દુરસ્ત છે, અને જે બીમારીમાં મરી જાય તે વસીયત છે. તેનો મસઅલો આગળ બયાન કરવામાં આવશે.

૧ મસઅલો. જો કોઇને માથે નમાઝો કે રોઝા અથવા ઝકાત કે કસમ તોડવાના કે રોઝો તોડવાના કફારાના રોઝા બાકી રહી ગયા હોય, અને એટલો માલ પણ હોય, ત્યારે મરતી વખતે તેને વાસ્તે વસીયત કરી જવી જરૂરી અને વાજેબ છે. નહીં કરશે તો ગુનેહગાર થશે. અને જો કેટલાક ગરીબ સગા વ્હાલા હોય, કે જેઓને શરીઅતના હુકમ મૂજબ કંઇ પણ વારસો પોંહચી શકતો નહોય, અને એની પાસે ઘણો માલ છે, તો તેઓને કંઈ દેવું અથવા દેવા વાસ્તે વસીયત કરી જવી મુસ્તહબ છે. અને તેઓ શિવાય બીજાઓને વાસ્તે વસિયત કરવી અથવા નહીં કરવી એ વાતનો તેને અખત્યાર છે.

૨ મસઅલો. મરવા પછી મરનારના માલમાંથી પેહલાંતો તેને કફન દફન કરવાનો બંદોબસ્ત કરે. પછી જે કંઇ વધે તેમાંથી મરનારને માથે જે કંઇ કરજ હોય તે દઇ દેવો જોઇએ. જો મરનારના તમામ પૈસા કરજમાં દઇ દેવાય તો તમામ પૈસા દઇ દેશું. વારસોને કંઇ પણ દેવામાં આવશે નહીં. તેથી કરીને દરેક હાલતમાં કરજ ચુકવી દેવાની વસીયતપર ચાલવુંજ પડશે. જો તમામ માલ એ વસીયત પૂરી કરવાને ખરચાય તો કંઇ પરવા નથી. એટલુંજ નહીં પણ જો કરજ દઇ દેવાની વસીયત નહીં કરી જાય, તોપણ કરજ સોથી પેહલાં ચુકવશું. અને કરજ શિવાય બીજી ચીજોની વસીયતનો અખત્યાર ફકત (કુલ) માલના ત્રીજા ભાગમાં જારી થઇ (ચાલી) શકે છે. એટલે જેટલો માલ મરનાર પોતાની પછાડી છોડી જાય તેના ત્રીજા ભાગમાંથી જો વસીયત પૂરી થઇ જાય, જેમકે કફન દફન અને કરજમાં ખરચાઇ ત્રણુસો રૂપીયા વધ્યા, ત્યારે સો રૂપીયામાં તેની સો વસીયતો પૂરી થઇ જતી હશે ત્યારે તો તમામ વસીયતો પૂરી કરવામાં આવશે. અને ત્રીજા ભાગ કરતાં વધારે (વસીયતમાં) ખરચવું વારસોપર વાજેબ નથી. ત્રીજા ભાગમાં જેટલી વસીયતો પૂરી થઈ શકતી હોય તેઓને પુરી કરે. અને બાકી ને છોડી દીએ. અલબત જો તમામ વારસો ખુશીથી રાજી થઈ જાય, કે અમે અમારો વારસો લેશું નહિ. તમે મરનારની વસીયતો પ્રમાણે ખરચી નાંખો, ત્યારે તો અલબત ત્રીજા ભાગ કરતાં વધારે પણ વસીયત પ્રમાણે ખરચવું જાયઝ છે. પણ નાબાલેગ (વારસો હોય તો તેઓની) પરવાનગીનો (એ બાબતમાં) કંઇ ભરોસો નથી. જો તેઓ રજા દીએ ત્યારે પણ તેઓનો ભાગ ખરચવો જાયઝ નથી.

૩ મસઅલો. જે માણસને વારસામાં માલ મળવાનો હોય જેમકે બાપ, મા, ધણી અને દીકરો વિગેરે તેઓને વાસ્તે વસીયત કરવી નાદુરસ્ત છે. અને જે સગાનો એના માલમાં કંઇ વારસો પોહોંચતો નહીં હોય, અથવા તે સગું નહીં હોય, પણ કોઇ પારકું હોય, તેને વાસ્તે વસીયત કરવી દુરસ્ત છે. પણ તેજ ત્રીજા ભાગ કરતાં વધુમાં વસીયત કરી અપાવવાનો તે (મરનાર)ને અખત્યાર નથી. જો કોઇએ પોતાના વારેસને વસીયત કીધી, કે મારા પછી તેને ફલાણી ચીજ દઈ દેજો, અથવા એટલો માલ દઇ દેશો, ત્યારે આ વસીયતથી તેને તે માલ કે ચીજ લેવાનો કંઇ હક નથી. અલબત જો બીજા તમામ વારસો રાજી થઇ જાય તો દઈ દેવું જાયઝ છે. એવીજ રીતે જો કોઇને ત્રીજા ભાગ કરતાં વધારે માલ દેવાની વસીયત કરી જાય, તેનો પણ એજ હુકમ છે, કે જો તમામ વારસો રાજી ખુશીથી મંજૂર કરી લીએ, તો ત્રીજા ભાગ કરતાં વધુ પણ મળશે. નહીંતો ફકત ત્રીજો ભાગ (માલનો જરૂર) મળશેજ. અને નાબાલેગો (હુજી જુવાન નહીં થયા હોય તેવા વારસો)ની મંજુરી કોઇ પણ રીતે માતબર નથી. દરેક ઠેકાણે એવાતનું ધ્યાન રાખો. અમે વારે ઘડીએ કયાં સુધી ચેતવણી આપ્યાં કરીએ.

૪ મસઅલો. માલના ત્રીજા ભાગની વસીયત કરી જવાનો અગરજો અખત્યાર છે, છતાં વધારે સારૂં એજ છે, કે પૂરા ત્રીજા ભાગની વસીયત કરે નહીં. તેના કરતાં ઓછા ભાગની વસીયત કરે. એટલુંજ નહીં પણ જો એવો ઘણો માલદાર નહીં હોય તો વસીયત કરેજ નહીં, વારસોને વાસ્તે છોડી જાય કે જેથી તેઓનો સારી પેઠે ગુજરાન ચાલી શકે. કેમકે પોતાના વારસોને પૈસા બાબત સારી હાલતમાં છોડવું એમાં પણ સવાબ મળે છે. અલબત જો એવી વાજેબ વસીયત હોય, જેવી કે નમાઝ, રોઝા વિગેરેનો ફિદયો, તો તેની વસીયત દરેક હાલતમાં કરી જવી જોઇએ, નહીં તો ગુનેગાર થશે.

૫ મસઅલો. કોઇએ કહયું કે મારા પછી મારા માલમાંથી સો રૂપીયા ખેરાત કરી દેજો. ત્યારે જુઓ કે કફન દફન કીધા પછી કેટલો માલ બાકી રહે છે. જો ત્રણ સો અથવા તેના કરતાં વધુ બાકી રહેતો પૂરા સો રૂપીયા દેવા જોઇએ. અને જો એના કરતાં ઓછા બાકી રેહતા હોયતો (વધેલા રૂપીયાનો) ફકત ત્રીજો ભાગ દેવો વાજેબ છે. અલબત જો તમામ વારસો કોઇ પણ દબાણ અને (રિવાજની) બીક વગર મંજુર રાખે તો જુદી વાત છે. (જાયઝ છે).

૬ મસઅલો. જો કોઇનો કોઇ વારસ નહોય તો તેને, પૂરેપૂરા માલને (ખેરાત કે વકફ કરી દેવા) વાસ્તે વસીયત કરી જવી પણ દુરસ્ત છે. અને જો ફકત તેની ધણીઆણી હોય તો ચોથા ભાગનો ત્રીજો ભાગ દેવાની વસીયત કરવી દુરસ્ત છે. એવીજ રીતે જો કોઇ ઓરતનો ફકત ધણીજ (વારસ) છે, તો અર્ધા માલની વસીયત કરવી જાયઝ છે.

૭ મસઅલો. નાબાલેગે (જુવાન નહીં થયલા માણસે પોતાના માલને ખેરાત કે વકફ વિગેરે કરવાની) વસીયત કરવી દુરસ્ત નથી.

૮ મસઅલો. એવી વસીયત કીધી કે મારા જનાઝાની નમાઝ ફલાણો માણસ પઢે,

ફલાણા શહેરમાં, અથવા ફલાણા કબરસ્તાનમાં, અથવા ફલાણાની કબર પાસે મને દફન કરજો, અથવા ફલાણા લુગડાનું મને કફન પહેરાવજો, અથવા મારી કબર પાકી ચણાવજો, અથવા મારી કબર પર કુબ્બો (ગુંબદ) બંધાવજો, અથવા કબર પર (એટલા દહાડા) કોઇ હાફેઝ બેસાડજો, કે તે (કુરઆન) પઢીને (મારી રૂહને) બક્ષા કરે, તો એવી વસીયતો પૂરી કરવી જરૂરી અને વાજેબ નથી. એટલુંજ નહીં પણ છેલ્લી ત્રણ વસીયતોને તો પૂરી કરવી તદન નાજાયઝ છે. જો તે વસીયતો પૂરી કરશે તો ગુનેગાર થશે.

૯ મસઅલો. જો કોઇ વસીયત કરીને પછી પોતાની વસીયતથી ફરી જાય. એટલે કહી દીએ કે મને હવે એમ કરવું મંજુર નથી, તે વસીયતપર તમે ચાલશો નહીં, તો તે વસીયત બાતેલ થઇ (ટુટી) ગઇ.

૧૦ મસઅલો. જેવી રીતે ત્રીજા ભાગથી વધારેની વસીયત કરી જવી દુરસ્ત નથી, તેમજ બીમારીની હાલતમાં પોતાના માલના ત્રીજાભાગથી વધારે, પોતાના ખાવા, પીવા, દવાદારૂ વિગેરે, જરૂરી કામો શિવાય બીજા કામમાં ખરચવું પણ જાયઝ નથી. જો ત્રીજાભાગ કરતાં વધારે દઇ દીધો તો વારસોની પરવાનગી વગર દેવું દુરસ્ત નથી. ત્રીજા ભાગ કરતાં જેટલો વધારે છે તેટલા માલને લઇ લેવાનો વારસોને અખત્યાર છે. અને નાબાલેગ વારસો જો રજા દીએ તો તે માતબર નથી. અને તમામ વારસોની રજા લીધા વગર વારસને ત્રીજા ભાગની અંદર પણ દેવું દુરસ્ત નથી. અને એ હુકમ ત્યારે છે કે જ્યારે પોતાની જીંદગીમાં દઇને કબજો પણ કરાવી દીધો હોય. અને જો દઇ તો દીધો પણ હજી કબજો તેઓનો થયો નથી. તો મરી ગયા પછી તે દેવું બિલકુલજ બાતેલ છે. તેને કંઈ પણ મળશે નહીં. તે સૌ માલ વારસોનો હક છે. અને એજ હુકમ બીમારીની હાલતમાં ખેરાત કરવાનો અને કોઇ સવાબના કામમાં ખરચ કરવાનો છે. મતલબ એ કે ત્રીજા ભાગ કરતાં વધારે ખરચવું કોઇ પણ રીતે જાયઝ નથી.

૧૧ મસઅલો. બીમારની પાસે રસમ પ્રમાણે મળવા વાસ્તે કેટલાક લોકો આવ્યા, અને કેટલાક દહાડા તેને ત્યાંજ એવી રીતે ગાળ્યા, કે ત્યાંજ રેહતા હતા અને તેનાજ માલમાંથી ખાતા હતા, ત્યારે જો તે માંદા માણસની દેખરેખ કરવા વાસ્તે તેઓની જરૂરજ હતી, ત્યારે તો કંઇ હરકત નથી. અને. જો જરૂર નહોતી ત્યારે તો તેઓની પરોણા ચાકરી, ખવાડવું, પીવાડવું વિગેરેમાં ત્રીજા ભાગ કરતાં વધારે ખરચવું જાયઝ નહીં હતું. અને જો જરૂર પણ નહીં હોય અને તેઓ (પરોણા) વારસો હોય તો ત્રીજા ભાગમાં પણ ખાવું દુરસ્ત નથી. એટલે તેઓને તેના માલમાંથી ખાવુંજ જાયઝ નથી. અલબત જો તમામ વારસો ખુશીથી રજા દીએ ત્યારેતો જાયઝ છે.

૧૨ મસઅલો. એવી બીમારીમાં કે જેમાં તે માંદો માણસ મરી જાય તેને પોતાનું લ્હેણું દેવાદારને માફ કરવાનો પણ અખત્યાર નથી. જો કોઇ વારસપર તેના રૂપીયા લ્હેણા હતા અને તેને તેણે માફ કરી દીધા તો માફ થયા નહીં. જો તમામ વારસો એ માફ કરવાને કબૂલ રાખે અને તે સૌ વારસો બાલેગ હોય તો માફ થશે. અને (વારસો શિવાય) કોઇ બીજાને માફ

કરશે તો તેના પોતાના માલના ત્રીજા ભાગ કરતાં જેટલું વધારે હશે તેટલું માફ થશે નહીં. ઘણું કરીને એવો રિવાજ છે કે મરતી વખતે ઓરત પોતાની મેહેર માફ કરે છે એ માફ કરવું દુરસ્ત નથી. **(આ મસઅલાને ગુજરાતના રેહનારાઓએ બહૂ સમજવું જોઈએ).**

૧૩ મસઅલો. ગર્ભ (હમલ)ની હાલતમાં (જણવાનું) દરદ શરૂ થઇ ગયા પછી જો કોઇને કંઇ દીએ, અથવા મેહેર વિગેરે કંઇ માફ કરે, તો એનો પણ તેજ હુકમ છે કે જે મરતી વખતે લેવા દેવાનો હુકમ છે. એટલે જો ખોદા પાક નહીં કરે અને તેણી તેમાં મરી જાય, ત્યારે તો એ વસીયત છે કે વારસને તેમાં કોઇ વાતપર અમલ કરવું જાયઝ નથી. અને પરાયાને ત્રીજા ભાગ કરતાં વધારે દેવાનો અથવા માફ કરવાનો તેણીને અખત્યાર નથી. અલબત જો સહી સલામતીની સાથે છોકરૂં પેદા થઇ ગયું ત્યારે તે દેવું કે લેવું અથવા માફ કરવું દુરસ્ત છે.

૧૪ મસઅલો. મરી ગયા પછી તેના માલમાંથી કફન દફન કરવું પછી જે કંઇ વધે તેમાંથી તે (મરનાર)નો કરજ ચૂકવી દેવો જોઇએ. પછી ગમે તો વસીયત કીધી હોય અથવા નહીં કીધી હોય. કરજ ચૂકવી દેવું દરેક હાલતમાં સૌથી પેહલી જરૂરની વાત છે. ઓરતની મેહેર પણ કરજમાં ગણાય છે. જો કરજ નહીં હોય અથવા કરજ ચુકવતાં કંઈ વધે ત્યારે જોવું કે કંઈ વસીયત તો કીધેલી નથી. જો કીધેલી હોય તો (તે વધેલા માલના) ત્રીજા ભાગમાંથી તેમાં ખરચવામાં આવશે. અને જો કંઇ વસીયત કીધેલી નથી, (ત્યારે જે કંઇ બચી રહેલો માલ હોય તે) અથવા વસીયત પૂરી કીધા પછી જે માલ બચેલો છે તે સૌ વારસોનો હક છે. શરીઅત પ્રમાણે જે જે માણસોનો (જેટલો) ભાગ હોય કોઇ સારા આલેમથી પૂછીને (તેટલો તેટલો ભાગ) દઇ દેવો જોઇએ. જેના હાથમાં જે આવ્યું તે લઇ નાઠો, એવો જે રિવાજ છે, એ બહુ મોટો ગુનો છે. અહીં (હક મુજબ બરાબર) નહીં દેશો તો કેયામતમાં તો દેવુંજ પડશે. (અને ત્યાં રૂપીયા કયાંથી લાવશો) ત્યાંતો રૂપીયાના બદલામાં નેકીયો દેવી પડશે. એવીજ રીતે દીકરીયોનો ભાગ પણ જરૂર દેવો જોઇએ. શરીઅતથી તેણીઓ પણ હકદાર છે.*

૧૫ મસઅલો. **મુડદાના માલમાંથી** લોકોની પરોણા ચાકરી (મેહમાનદારી) ઓરતો આવે તેઓની પાન, સોપારી, હુકકો વિગેરેથી ખાતર કરવી, સદકો, ખેરાત (ઝીયારતનું ખાણું, બારમો, ચાલીસો, છમાહી. વરસી વિગેરે) કંઇ પણ કરવું જાયઝ નથી. એવીજ રીતે મરવા પછી દફન થાય ત્યાં સુધી, અનાજ વિગેરે જે કંઇ ફકીરોને દેવામાં આવે છે, તે મરનારના માલમાંથી ખરચવું હરામ છે. મરનારને તેનો જરા પણ સવાબ પોહોંચતો નથી. એટલુંજ નહીં પણ, મરનારને સવાબ પોંહચે છે એમ સમજવું, એ પણ મોટો ગુનો છે. એ **(નહીં ખરચવું અને સદકો ખેરાત ઝીયારત વિગેરેનું ખાણું નહીં કરવું વિગેરે)**નું કારણ એ છે કે માણસના મરવા પછી તે મરનારનો માલ રહયો નહીં પણ એ

* મેમણો વિગેરે જેઓ દીકરીઓ વિગેરેનો ભાગ દેતા નથી અને હિંદુ લૉપર ચાલે છે, તેઓને આ મસઅલો ધ્યાન દઈ વાંચવો જોઇએ. જો તેઓ ખોદાના લૉને છોડી હીંદુ લૉને માનશે અને કબુલ રાખશે તો એ ખુલ્લું કુફર છે.

સૌ માલતો હવે વારસોનો છે. બીજાનો હક મારીને દેવું, અને પારકો માલ ચોરીને ખેરાત કરવી એક સરખુંજ છે. સૌ માલ વારસોને (પેહલાં) વ્હેંચીને દઇ દેવું જોઇએ. તેઓને અખત્યાર છે કે પોતપોતાના હિસ્સામાંથી શરીઅત મુજબ (જે કંઈ સદકો, ખેરાત, ગરીબોને ખવાડી મરનારની રૂહને સવાબ મોકલવો હોય તે સૌ) કંઇ કરે અથવ. નહીં કરે. એટલુંજ નહીં પણ વારસોને આ ખરચ કરવાને અને ખેરાત (સદકો, ખાણું) કરવાની (કોઈએ) રજા પણ માંગવી જોઇએ નહીં. કેમકે રજા લેવાથી તેઓ જાહેરમાં હા કહે છે. કેમકે ના કેહવાથી લોકોમાં નામ ખરાબ થશે. એવી રજા કંઈ પણ માતબર નથી.

૧૬ મસઅલો. એવીજ રીતે મરનારના પેહેરવાનાં લુગડાં ખેરાત કરી દેવાનો જે રિવાજ છે, એ પણ (તમામ) વારસોની રજા વગર તદન જાયઝ નથી. અને જો વારસોમાં કોઇ નાબાલેગ હોય ત્યારેતો તે જો રજા દીએ તોપણ જાયઝ નથી. પેહલાં માલ વ્હેંચી લીઓ, પછી બાલેગ વારસો પોતાના માલમાંથી જેમ ચાહે તેમ (સદકો ખેરાતમાં) ખરચ કરે, હિસ્સા વ્હેંચ્યા વગર (સદકો, ખેરાત વિગેરે) દેવું બિલકુલ જાયઝ નથી.




# જાહેર ખબર

**હક્ક પ્રકાશ ઉર્દુ**—આ પુસ્તકમાં સત્યાર્થ પ્રકાશના ૧૪મા સમુલ્લાસનું ખંડન છે. કી. રૂ૦ ૧.

**આર્યાસમાજકી પોલ ઉર્દુ**—ભાગ ૧ લો કી. રૂ. ૧॥

,, ,, ,, ,, ભાગ ૨ જો કી. રૂ૦ ૧॥ આ બંને ભાગમાં આર્યા સમાજના ઉસુલોપર બહસ કરી તેનો ઘણી સારી રીતે રદીઓ આપ્યો છે. એના કરતા અસલ આર્યા સમાજી હતા એટલુંજ નહીં પણ સભામાં આર્યાઓ તરફથી ઉપદેશનું કામ પણ કરતા હતા તેવણે મુસલમાન થયા પછી આ પુસ્તકો રચ્યાં છે. જે જોવા લાયક છે.

**માલા બુદ્દ મિનહો**—નામની જગત જાણીતી ફારસી કિતાબ મહા વિદ્વાન વલીયે કામેલ જનાબ કાજી સનાઉલ્લાહ પાણીપતી (રહ)ની રચેલી કે જે ઘણા શેહેરોના ઘણા પ્રેસોમાં ઘણી વાર છપાઈ માન પામી દરેક ઇસલામી મદરસાઓમાં ચાલુ છે. તેનો તરજુમો ગુજરાતીમાં છપાયો છે. મજકુર કિતાબનો તરજુમો ઉર્દુમાં પણ થઇ ઘણો માનીતો થયો છે. પણ તે ફક્ત કિતાબનો તરજુમો છે અને ગુજરાતીમાં કિતાબના તરજુમા સાથે તેની નોટોનો પણ તરજુમો થયો છે કે જેમાં નમાઝ, રોઝા, ઝકાત અકાએદ વગેરેના સેંકડો મસલાઓનો મોટો ખજાનો સમાયલો છે. અને એજ કારણથી ફારસી માલા બુદ મિનહોની સાથે દરેક પ્રેસવાળાએ એ નોટોને છાપી છે. એ તરજુમો ૬૦ રતલી ઉમદા કાગલ ઉપર છપાઇ બહાર પડયો છે. કી. રૂ૦ ૧ પોષ્ટ વગર.

**તોહફતુલ હિન્દ**—નામની કિતાબ જે ઉરદુ ભાષામાં માન પામી ૧૧ વાર છપાયલી તેનો અંગ્રેજી ભાષામાં તરજુમો થયો છે. અને જો કે કરતાએ માત્ર હિન્દુ ધર્મ અને ઇસ્લામી ધર્મની સરખામણી કીધી હતી, પણ ભાષાંતર કર્તાએ નોટમાં ખ્રિસ્તીઓની અને આર્યસમાજ વાલાઓની પણ સરખામણી કરી તેઓના લખાણનો જવાબ પણ લખાયો છે. જેથી તે અસલ કીતાબ સહીત ત્રણ ઘણી મોટી થઈ છે. મતલબ કે એ કિતાબનો વાંચનાર હીંદુ, ખ્રીસ્તી, અને ઇસ્લામી ધર્મથી વાકેફ થઈ જશે. કીંમત પોષ્ટ વગર રૂ૦ ૨)

**મશારેકુલ અનવાર ભાગ ૧ લો**—કીં. રૂ૦ ૧ એમાં બુખારી તથા મુસલિમની ૭૩૧ હદીસો છે.

**મશારેકુલ અનવાર ભાગ ૨ જો**— કી. રૂ૦ ૧ એમાં ૭૨૬ હદીસો છે.

**મશારેકુલ અનવાર ભાગ ૩ જો**—એમાં બુખારી તથા મુસલિમ શરીફની ૮૬૨ સહી હદીસો છે કીંમત રૂ૦ ૧

**બેહેશ્તી ઝેવર** ભાગ ૩જો ગુજરાતી--જેમાં રોઝો ઝકાત, ફિત્રનો સદકો, કુરબાની, બચ્ચાનો અકીકો, હજ્જ, મદીના શરીફની ઝીયારત, મન્નત (નઝર) માનવી, કસમ (સોગન) ખાવી, કસમનો કફારો, દીન (ઇસ્લામ) થી ફરી જવાનું (મુરતદ થવાનું) બયાન, ઝુબેહ કરવાના મસઅલા, હરામ અને હલાલ ચીઝો, પોશાક અને પરદો કરવો, પરચુરણ મસઅલા, રસ્તાપર પડેલી વસ્તુ મળવી (લુકતા), અને વકફ. એટલા બધા વિષયોના ઘણાજ ખુલાસા સાથે બયાન થયલા મસઅલાની હઝરત મૌલવી અશરફઅલી સાહેબની બનાવેલી ખાસ હનફી મઝહબની કિતાબનો ગુજરાતીમાં તરજુમો છપાઇ પ્રગટ થયો છે. કીમત આના ૫.

**બેહેશતી ઝેવર** ભાગ ૪થો ગુજરાતી મફત.

**બેહેશતી ઝેવર** ભાગ ૫મો ગુજરાતી કીં આ. ૫ એમાં વેચાણ, કીરાયા, બખશીશ, ભાગીદાર, વકીલ બનાવવું વગેરેના મસલા છે.

**"તોહફતુલ હિંદ"** ઉર્દુ. કીં૦ આના ૧૦

**"ઇજહારૂલ હકક"** નામનું પુસ્તક કે જે મોલવી રહમતુલ્લાહ મોહાજેરે મક્કા સાહેબનું અરબીમાં રચેલું છે તેનો તરજુમો ગુજરાતી ભાષામાં કરી ગલેઝ ૫૦ રતલી કાગળ ઉપર આઠ પેજી પૃષ્ટ ૫૦૦ ઉપર છપાવ્યું છે. એ આખી જગતના પાદરીઓને અઉત્તર કરનારૂં છે. એજ કારણથી અરબી, તુરકી, ફ્રેંચ ભાષામાં ઘણી વાર છાપ્યું છે. એમાં એક પ્રસ્તાવના છ અધ્યાય છે. પ્રસ્તાવનામાં કેટલીક જાણવાજોગ બા-

બતો લખી પાદરી ફ્રાનડરની મીઝાનુલ હકકના કેટલાક ફકરાઓનો જવાબ છે. પહેલા અધ્યાય માં બાઇબલનું વર્ણન છે તથા તેની ભુલોની ખોટારાની સાબેતી છે. બીજા અધ્યાયમાં બાઇબલના ફેરફાર થવાનો સિધ્ધાંત તથા પાદરીઓના ધોકાઓ નો ઉત્તર છે. ત્રીજામાં નાસેખ મનસુખનું વર્ણન છે. ચોથામાં ત્રીદેવનું (તસલીસનું) ખોટારૂં બાઇબલથી તથા અકલી દાખલાઓથી છે. અને ત્રીદેવ વિષે તેઓના લીધેલા આધારનો ઉત્તર પણ છે. પાંચમામાં કુરઆનનું કલામુલ્લાહ થવું સિદ્ધ કરી કુરઆન ઉપર તેઓની કીધેલી શંકાઓનો ઉત્તર છે. તથા એની સાથે હદીસોનો કેટલોક હાલ તથા તે વિષેની શંકાઓનો ઉત્તર પણ છે. છઠ્ઠામાં હજરત મોહમ્મદ (સલ) સાહેબની પૈગમ્બરીની સાબેતીછે અને એની વચ્ચે બીજી પણ બાબતો સમાઇલીછે. હજરતની નબુવ્વત ઘણી સારી રીતે તેઓની બાઇબલથી પણ સાબેત કરવામાં આવી છે. કીં રૂ. ૨—૦—૦ પોસ્ટ બગર,

| | |
|---|---|
| બૈબલ પરીક્ષા કીંમત આના ૨<br>જેહાદની હકીકત કીં. આનો ૧ | આ બંને ચોપડી ઓ ઇઝહારૂલ હકના નમુના છે. |

**રાહેનજાત** ગુજરાતી ઉમદા કાગળ ઉપર કી૦ આના ૨.

**આકાશ ચાલ** રદે પૃથ્વી ચલ કીંમત આનો ૧

**ગુલ દસ્તએ તમીજ.** એમાં સંસારી ઘણી ઉમદા શીખામણો છે. કીં. આ. ૧૦

**મઝહરૂલ ઇસ્લામ.** ગુજરાતી કીં. આ. ૪

**એઅલાએ કલેમતુલ હક** બેબની તહકીકમાં ઉમદા કિતાબ છે કીંમત આના ૪

**કશફુલ ગેતા** એઝાલતુલ ખફાનો જવાબ એમાં ગેબ વિષે સારી તહકીક છે. કીં. આ. ૪.

**નસીહતુલ મુસ્લેમીન** ઉર્દુ કીંમત આનો ૧

**કુરઆને શરીફ** મોટા તથા ઉમદા ખતમાં અને તેની નીચે શાહ અબ્દુલ કાદેર (રહ) નો જગત જાણીતો તરજુમો ગુજરાતી અક્ષરોમાં કીં. રૂ૦ ૫

**મોનાજાત** ગુજરાતી નસીહત તથા અખલાક શીખવનાર સારી ચોપડી છે. જે ઉરદુ ફારસી અને ઇંગ્રેજીમાં છપાઈ ઘણી માન પામી છે. અને ગુજરાતીમાં એની સાથે લુકમાન હકીમ (અલે)ની સો નસીહતો પણ છાપી છે કીં. આના ૪

**સત્યાર્થ પ્રકાશનું ખંડન ગુજરાતી ભા૦ ૧લો** આર્યસમાજ ધર્મના આગેવાન દયાનંદ સરસ્વતિએ પોતાની બનાવેલી ચોપડી સત્યાર્થ પ્રકાશમાં કુરઆને શરીફપર ૧૫૯ શંકાઓ કીધી છે. જેનો જવાબ આજ સુધી ગુજરાતીમાં બહાર પડયો નહોતો. જેમાંથી ૬૯ શંકાઓના જવાબો ઘણીજ સારી રીતે મજકૂર ભાગમાં પ્રગટ કરવામાં આવ્યા છે. બાકી જવાબો ઇ. અ. તઆલા બીજા ભાગમાં પ્રગટ થશે. ભા૦ ૧લાની કીં. ૦—૧૦—૦

**રાહેનજાત** ઉર્દુ કીંમત આનો દોઢ.

| | |
|---|---|
| જુબ્દતુલ મનાસેક ગુજરાતી<br>રાહે નજાત ગુજરાતી ભાષામાં<br>નસીહતુલ મુસલેમીન ”<br>હિદાયતુલ મોહતદીન “<br>બુતશિકન—તાજીઆ દારીનો રદ<br>મોલવી બશીરના રીસાલાનો ટુંક જવાબ<br>ઇઝાલતુ રૈબ ઉર્દુ<br>તાજીઆની હકીકત ગુજરાતી<br>રિસાલાએ નમાઝતથા તાજીઆદારીનોફતવો<br>મદીના મોનવ્વરાની જીઆરત મુસ્તહબ થવાના ફતવા. | આ ફકત ઉર્દુ ટાંક માટે ...<br>મફત ખાતામાં ઉપલી કિતાબો મફત<br>મોકલવામાં આવશે. |

**જમાનુલ ફિરદોસ** ઉર્દુ એમાં ઝબાન તથા શરમગાહના ગુનાહોનું હદીસોથી ઘણી ઉમદા રીતે બયાન થયું છે. ઉર્દુ સરકારી સ્કોલોમાં જેવા અક્ષરો વપરાય છે તે ઢબ પર તેવા કદમાં છપાઇ છે. કી. આ. ૨॥

**સફાઇ મોઆમલા** ઉર્દુ કીં. આ. ૨

**તઅલીમુદ્દ—દિન** ઉર્દુ. આ ઘણી પ્રખ્યાત કીતાબ છે એમાં દીનના મસલા ઘણી ઉમદગીથી બયાન થયા છે. એજ કારણથી ઘણા પ્રેસોમાં છપાઇ છે. કી. આ. ૭

**ગુલામ મોહમ્મદ બી૦ હાજી હાફેજ સાદિક**
**મુ૦ રાંદેર જીલ્લે સુરત.**